# અંતઃપુરની રમણીઓ

અથવા

# જનાનાની બીબી

ભાગ ૩ જો.



કીમત ૧૦ આના.

# અંતઃપુરની રમણીઓ

અથવા

# જનાનાની બીબી

સંપૂર્ણ પુસ્તક.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બાબુભાઈ કેશવલાલ.

મુંબઈઃ-

પારસી પ્રીંટીંગ પ્રેસ.

સન ૧૮૮૯.



કીમત ૧॥ રૂપીઆ.

# પ્રસ્તાવના.



જનાનખાનાની બીબીઓ ભાગ ૧ લો તથા ૨ જો કેટલાક વરસની વાત ઉપર છપાઇ બહાર પડી હતી. આ ચોપડીઓ હાલ મલતી નથી, તેમજ તે વારતા પણ અધુરી રહીછે, તેથી અમે તે પુરેપુરી બહાર પાડવાનો વિચાર કર્યો હતો. પહેલાં તેના ચાર ભાગ કરવાનો વિચાર હતો પણ પાછલથી બહુ લંબાણ થઇ જવાથી અમે ત્રણજ ભાગમાં પુરી કાધી. કહેવની તો ગરજ નથી કે આ વાર્તા અંગરેજીનો તરજુમો છે! એનો પહેલો ભાગ શા. વલભદાશ સુંદરજીને હાથે હતો, બીજો ભાગ બીજાએ છપાવી અમને આપ્યો હતો, પણ ત્રીજો ભાગ અમે છપાવ્યો છે.

લા૦ બાબુભાઈ કેશવલાલ.

પ્રગતકર્તા.



# ત્રણે ભાગના પ્રકરણોની અનુક્રમણીકા.





## ભાગ ૨ જો.

---

## ભાગ ૩ જો.



---

૪૦૬૯

# અંતઃપુરની રમણીઓ.

અથવા

## જનાનાની બીબી

### ભાગ ૩ જો.

### ( પ્રકરણ ૨૭ મું ચાલુ. )

---

કપટાન કોલોકાફ ઉભો થઇને નમ્યો. પાશાએ તેનો જવાબ આપ્યો. પછી તે બોલ્યો, "તમારામાંથી જે કોઇ રૂશીઅન ભાષા જાણતા હોય તેણે જવાબ આપવો." એમ કહીને તેણે બધાને પોતાના વહાણ ઉપર આવીને તે જોવાના કાલાવાલા કર્યા. પણ કોઇએ જવાબ ન આપ્યો.

"આ ભાષા જાણતા હોય તેણે મને જવાબ આપવો," એમ કહીને કપટાન ફ્રેંચ ભાષામાં બોલ્યો. ખલીલે પાશા તરફ જોયું. પાશાએ હા પાડી. ખલીલ બોલ્યો, "હું તમને ફ્રેંચ ભાષામાં જવાબ આપીશ."

"હું તે ભાષા સમજું છું," જુલીખાંએ ગુલનેર અને થૈઝાને કહ્યું. "રૂશીઅનવહાણ ઈવાન ધી ટેરીબલનો હું કપટાનછું. મારૂં નામ કોલોકાફ છે. તમે તમારૂં નામ કહેશો?"

"આ મછવો નામદાર દોલતખાન પાશાનો છે. આ તેઓ પોતે ઉભાછે અને સ્ત્રીઓ તેમના કુટુંબની છે.

અમે ત્રણ જણા તેના મિત્રો તેની સાથે સહેલ કરવા નિકલ્યા છીએ."

"આપણે હમણા સલાહમાં છીએ," કપટાન બોલ્યો, "અને તેથી તમે બધા મારા વહાણ ઉપર આવશો એવી આશા છે."

"નામદાર પાશા તેમ કરવા ના પાડેછે. તેને પોતાના બંગલામાં ઘણું કામછે તેથી જલદી જવા માગેછે." ખલીલે કહ્યું.

કપટાન ક્રોલોકાફ વિચારમાં પડયો. ખલીલે તો તેનો વિચાર પહેલાથીજ જાણી લીધો હતો. થોડીવાર કપટાને વિચાર કર્યાપછી છેડતી શોધી. તે બોલ્યો, "તમે તુર્કીઓ અક્કલ વગરના માણસોછો!"

"બસ હવે ઘણું થયું!" ખલીલ બોલ્યો, અને તેણે પાશા તરફ ફરીને કહ્યું, "તમારા ગુલામોને હંકારવાનો હુકમ આપો." અને બીજી પલે તેઓ હંકારી ગયા. હવે કપટાનના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે બોલ્યો, "આપણે તે મછવાની પાછલ લાગીશું. અને તુર્કી સ્ત્રીઓને બંદીવાન કરીને લઈ જઇશું!" તેઓ પુઠે લાગ્યા. પાશા અને ખલીલે જોયું કે, તેઓ પુઠે લાગ્યાછે તેથી સ્ત્રીઓને ધીરજ આપીને હથીઆર કાઢી લડવાને તૈયાર થઇ ઉભા.

---

## પ્રકરણ ૨૮ મું.

### લડાઈ.

બેઉ મછવા પાસે થયા અને દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું જરા વારમાં તો ખલીલે કપટાનને નીચે નાખી દીધો. લુકાસ અને જુલીઅને પોતાના હરીફોના માથા કાપી.

નાખ્યા. બીજા ખલાશીઓને તાબે કર્યા અને તેમના હથીઆર છીનવી લીધા. ખલીલે પછી કપટાનને ઉઠવાનું કહ્યું. તે બે ઠેકાણેથી ઘાયલ થયો હતો. ખલીલે તેના એક હાથ ઉપર પાટો બાંધ્યો અને લુકાસે તેના બીજા હાથ ઉપર પાટો બાંધ્યો. પછી ખલીલ બોલ્યો, "કપટાન કોલોકાફ, તમે છેડતી શોધીછે. તમને શી શી-ક્ષા કરવી તે મારા હાથમાં નથી. તે વિષે દોલતખાન પાશા મુખ્તીઆર છે."

"તમારે જોઇએ તે કરો!" કોલોકાફે જવાબ દીધો

"તમે બોલો તે વિચારીને બોલજો." ખલીલે કહ્યું. "તમે દરેક રીતે કાયદાથી ઊંધા ચાલ્યાછો! આપણા વચ્ચે મિત્રાચારીછે તેનો તમે ભંગ કર્યોછે. સલાહના વાવટા નિચે આવીને તમે લડાઇ કરીછે."

"તમારે જોઇએ તેટલા વાંક મારી ઉપર મુકો," કોલોકાફે કહ્યું, "તમે જુઓછો કે, મારા વહાણમાં તુર્કી કેદીઓછે. તમે મને કાંઇ પણ શિક્ષા કરશો કે તરતજ મારા વહાણના અમલદારો તેમની ઉપર મારૂં વેર લેશે! જુઓ તેઓ દુરબીનથી જુએછે. હાલ એક બીજો મછવો તેઓએ ઉતાર્યોછે જેમાં બાર માણસોછે."

ખલીલે જોયું કે ખરેખર તેમજ છે. તેના જાતભાઈઓના પ્રાણ જવાની વેલા હતી. દોલતખાન પાશાનો વિચાર તો રૂશીઅન કપટાનને મારી નખાવવાનો હતો પણ ખલીલના સમજાવ્યાથી તે સમજ્યો. ખલીલ જે કરે તે કરવાની તેને સતા આપી.

"કપટાન, તમારી સાથે અમે એક સરત કરવા માગીએ છીએ." ખલીલે કહ્યું, "તુર્કીઓને તમે સહી-સલામત ઉતારો."

"નહિતો તમે શું કરશો?" કપટાને પુછયું.

"તમારો જીવ લઇશું!" ખલીલે જવાબ આપ્યો.

થોડી આનાકાની પછી કપટાને તે કબુલ કર્યું. ખલીલ બોલ્યો, "તમે તમારા માણસોને હુકમ આપો કે, તેઓ તમને કીનારે ઉતારે અને હું પોતે તમારા વહાણ ઉપર જઇને જોઇશ. પણ એટલા વખતમાં તમારે આ મછવામાં કેદી તરીકે રહેવું પડશે. બોલો કબુલ છે?"

કોલોકાફે તે કબુલ કર્યું. તેણે પોતાના મદદનીશ સાથે કેટલીક વાતો કરી. પછી ખલીલે પાશાની રજા લીધી. પાશાએ રજા આપી. તે રૂશીઅનોના મછવામાં જઇ બેઠો અને મછવો હંકાર્યો. પેલો મદદનીશ જેપણ ફ્રેંચ બોલી જાણતો હતો તેની સાથે ખલીલે વાતો કર્યા કરી. તેઓ વહાણ આગલ આવી પહોંચ્યા. મદદનીશ પહેલાં વહાણમાં ચઢયો અને પોતાની પાછલ ખલીલને આવવાનું કહ્યું. ખલીલ પણ તે વહાણ ઉપર ગયો. ત્યાં મદદનીશે તેને માન આપીને બેસાડયા પછી કેદીઓના નામની ટીપ તેને આપી. ખલીલે જોયું તો બધા સાડ કેદીઓ હતા.

"મને આ બધા કેદીઓને ઊતારવાનો હુકમ મલ્યો છે અને તમે જો ત્યાં ઉભા રહીને ગણુશો તો જણાશે કે, તેઓ બરોબર ઉતર્યા છે કે નહિ? અથવા તો તમે નામ લઇને બોલાવશો તેઓને મછવામાં ઉતારવામાં આવશે. જેમ તમે કહો તેમ કરવાને અમે તૈયાર છીએ."

હું તમને વાતચીત ઉપરથી ઘણા સારા માણસ ધારૂંછું." ખલીલે કહ્યું, "તમે તેમને ઉતારશો તેમની સંખ્યા જો ફકત ગણીશ તો તેજ બસછે."

એજ વખતે એક જુવાન અમલદારે તેમની પાસે

આવીને કાંઇ કહ્યું. મદદનીશ બોલ્યો, તુર્કીઓને ઉતાર-
વાનું બધું તૈયાર છે. ફકત આપણીજ વારછે."

તેઓ જ્યાંથી કેદીઓને ઉતારવામાં આવતા હતા
ત્યાં આવ્યા. તુર્કી કેદીઓ બધા અમલદારો હતા. તેઓ
પોતાના જાતભાઇને વહાણ ઉપર હાથમાં કાગલ લઇને
ઉભેલો જોઇને ઘણાજ ખુશી થયા. તેઓમાંનો કોઇ
ખલીલને નહોતો ઓલખતો કે, ખલીલ તેમનામાંના
કોઇને નહોતો ઓલખતો. તેઓ તો તેને સરકાર તર-
ફનો કોઇ અમલદાર જાણતા હતા જે તેઓ બરાબર
ઉતરે છે કે નહિ તે તપાસવા આવ્યોછે. ખલીલે બધાને
ગણ્યા અને જ્યારે બધા ઉતરી રહ્યા ત્યારે ખલીલે કા-
ગલ મદદનીશને પાછો આપ્યો, અને તેનો ઉપકાર
માન્યો. પછી મદદનીશે તેને મછવામાં ઉતાર્યો અને
પોતાના માણસોને તેને છોડી આવવાનો હુકમ આપ્યો.
તેઓ મછવો હંકારવા લાગ્યા. મછવો પાશાના મછવા
આગલ આવી પહોંચ્યો. ત્યાં બધું શાંત હતું. પાસે
આવતાં ખલીલે પાશાને કહ્યું કે, કપટાનને છુટો મુકો.
પણ પાશાએ તો ખલીલ પોતાના મછવામાં પગ મુકે
ત્યારેજ તેને છોડવાનો પોતાનો વિચાર જણાવ્યો. ખ-
લીલે કહ્યું કે, રૂશીઅનો વિશ્વાસને લાયક માણસો છે.
આ વાતો તુર્કી ભાષામાં થઇ પછી ખલીલે કોલોકાફને
કહ્યું, "તમે છુટા થયાછો. પાશા આગલથી તમારી તર-
વાર લઇને તમારા મછવામાં જાઓ." કોલોકાફ મછવા
માં ગયો અને ખલીલ પાશાના મછવામાં આવ્યો. પછી
ખલાશીઓને પણ ઉતાર્યા. બેઉ મછવા જુદા પડયા
પણ તેજ પલે આંચકાથી ખલીલ પાણીમાં પડયો.
સ્ત્રીઓએ ચીશો પાડી. રૂશીઅન મછવો જે હજી બા-

જુમાંજ હતો તેણે ખલીલને ઊંચકી લીધો અને જોરથી હલેસા મારવા માંડયા. ખલીલની પાસેથી કપટાન કોલો કાઢે હથીઆર લઇ લીધાં અને તેને કેદી બનાવ્યો. પાશાએ તરતજ હુકમ કર્યો કે, રૂશીઅન મછવા તરફ જોરથી હંકારો. પણ ખલીલે તે મછવા ઉપરથી ના પાડી કે, તમે મફતની મહેનત ન કરશો. હું એક કલાકમાં તમને આવી મલીશ. તમે તમારે ઠેકાણે જાઓ. પાશા શું કરવું તેના વિચારમાં ઉભો રહ્યો. ત્રણે સ્ત્રીઓ વિલાપ કરવા માંડી. પણ જુલીખાં શાંત હતી. તે જાણુતી હતી કે, ખલીલને કાંઇ ઇજા આવવાની નથી.

---

## પ્રકરણ ૨૯ મું.

### નિશાણી કરનારા બે દડાઓ.

રૂશીઅન મછવો ખલીલને લઇને મનવાર તરફ આવ્યો. હવે ખલીલે પોતાને છુટો કરવા કપટાનને કહ્યું. કપટાને હુકમ કર્યો અને ખલીલને છુટો મુકયો. ખલીલે પોતાના ગજવામાં હાથ નાખીને કાંઇ કાઢયું અને તેને મછવામાં જોરથી અફાલ્યું. તરતજ કડાકો થઇને તેમાંથી વરાલ નિકલી તે આકાશ સુધી ઊંચે ચહડી. બધા ખલાસીઓ સુદ્ધાં કપટાન આથી ચમકયો. તેણે ખલીલે મારી નાખવાને તરવાર કાઢી. ખલીલે ધીમેથી કહ્યું, "શું, જે તરવાર પાશા આગલથી મેં તમને અપાવી તે મને મારશે ? બેલાશક મને મારી નાખો ! પણ મારા જેવા વગર હથીઆરના માણસ ઉપર ઘા કરવાથી તમારા માણસોજ તમને ધીક્કારશે."

"તમારીજ ભુલથી મારે તરવાર કાઢવી પડી," કપટાને તરવાર પાછી મ્યાનમાં નાખતાં કહ્યું.

"મારી ભુલ?" ખલીલે કરડાઇથી કહ્યુ "હું અહીં કેમ આવ્યો? કેવો દગો તમે મારી સાથે કર્યો?"

"મને એકજ શબ્દનો જવાબ આપો. આ તમે શી નીશાણી કીધી?" કપટાને પુછ્યું.

"પહેલાં મને કહો કે મને મનવાર ઉપર લઇ જાઓછો?" ખલીલે પુછ્યું.

"હા, તમે જોતા નથી આપણે સાંજ હંકારીએ છીએ?" કોલોકાફે કહ્યું.

"તમારા વહાણ ઉપર પહોંચ્યા પછી તેનો ખુલાશો કરીશ." એટલું કહીને ખલીલ બેશી ગયો. કપટાનને પણ હવે ચુપ બેસવું પડયું. તેને હવેજ પોતાની આવી ચાલ વિષે પસ્તાવો થવા માંડયો. ખલીલને કેદ કર્યો નહતે તો સારૂં એમ તેને લાગ્યું. તેને પોતાના માણસોના ચહેરા ઉતરી ગયલા લાગ્યા. મછવો વહાણ આગલ આવી પહોંચ્યો. પહેલા મદદનીશે જોયું તો ખલીલને કેદી દીઠો. તે બધું પામી ગયો. ખલીલ અને પહેલા મદદનીશને એક બીજા વિષે સારો વિચાર બેશી ગયો હતો. કોલોકાફ પોતાના મદદનીશનો ચહેરો ઉતરી ગયલો પામી ગયો. પણ કપટાન કાંઇ કરી શકયો નહિ. ખલીલ ઉપર તેને વારંવાર ક્રોધ આવતો. આખરે તેઓ બધા વહાણ ઉપર ચઢયા. ખલીલે ઉપર આવતાંજ મદદનીશને સભ્યતાથી સલામ કરી. અને પછી તરતજ ગજવામાંથી બીજો દડો કાઢીને તે ઘણાજ જોરથી નિચે અફાલ્યો. અગાઉ પ્રમાણે કડાકો થઇને વરાલ નિકલી. કપટાને તરવાર ઉપર હાથ નાખ્યો પણ ખલીલે તેની સામે ધીક્કાર ભરેલી નજરે જોવાથી તેણે હાથ ખસાડી નાખ્યો, પણ ખલીલને પકડવાનો હુકમ કર્યો.

તે પ્રમાણે કરવામાં આવ્યું. તેના જાડા જોતાં બીજા તેવા નિશાણી આપનારા દડા નીકલ્યા. કોલોકાફે તે દડા લઇને પુછ્યું, "તમે આ બે નિશાણીઓ કીધી તેનું શું કારણ? તમારા પાસેથી એવા બીજા દડા પણ નિકલ્યા!"

"મને હવે એનું કાંઇ વધારે કામ નથી. બે નિશાણીઓથી મારૂં કામ થયુંછે" ખલીલે કહ્યું.

"તમે મને તેનું કારણ સમજાવશો?" કોલોકાફે પુછ્યું.

"હા, પણ એક બીજો પણ પાસે જોઇશે. તમારો મદદનીશ ફ્રેંચ સમજેછે તેથી તેને પાસે બેસાડવાની મારી મરજીછે." ખલીલે કહ્યું.

"તમારી મરજી છે?" કપટાને કહ્યું.

"હા, મારી મરજી છે, અને તેથી તેમ થવું જોઇએ." ખલીલ બોલ્યો. કપટાન જો કે હાલ પોતાનાજ વહાણ ઉપર ઉભો હતો તોપણ કોણ જાણે કોઇ ખેંચાણથી ખલીલની મરજીને તાબે થયો. ખલીલ, કોલોકાફ અને તેનો મદદનીશ નિચે ઓરડીમાં ગયા. ત્યાં ત્રણે જણા મેજ ઉપર બેઠા. ખલીલે એક કાગલ તથા પેન્સીલ લીધી, અને તેનો કાંઇ ઉપયોગ કરવા અગાઉ આ પ્રમાણે બોલ્યો, "કપટાન, તમે મારી સાથે સારી અથવા માઠી વર્તણુક ચલાવીછે એમ હું કહેવા માગતો નથી, પણ વધારે નવાઈની એક વાત તમને કહેવા માગુ છું. મેં કરેલી નિશાણીઓથી તમારી અને તમારા ખલાશીઓની હાલત કેવીછે તે વિષે ફકત કહેવા માગુંછું"

આ સાંભળતાંજ કપટાન અને તેના મદદનીશના

ચહેરા ઉપર બીક ખુલ્લી રીતે દેખાવા માંડી. ખલીલ આગલ બોલ્યો, "કૉન્સ્ટનટીનોપ્લમાં થોડા દહાડા ઉપર એક ફ્રેંચ ઇજનેર આવ્યો હતો. તેણે મોટા વજીરને મલીને તેને એક છુપી યુક્તિ દેખાડી. તે પ્રમાણે કરવામાં આવ્યું. તે એક માછલીના આકારની હોડી હતી. આ હોડી પાણીની અંદર ચાલે. હવે દુશમનના જે વહાણનો નાશ કરવો હોય તેની નિચે લઇ જઇને તેને વહાણ સાથે લગાડી આપે એટલે થોડા વખતમાંજ તે વહાણ ભાંગીને કટકા થઇ જાય, અને બધા ખલાસી સુદ્ધાં પાણીમાં જાય. આવા થોડા મછવાથી થોડા કલાકમાં આખા કાફલાનો નાશ થઇ જાય. જુઓ તે મછવો આવોછે એમ કહી કાગલ ઉપર તેનો આકાર ચીતાર્યો.

"અને તમે તે બે નિશાણીઓ કીધી તે મારા વહાણનો નાશ કરવા?" કોલોકાકે કહ્યુ

"તમે એટલું પણ નથી વિચારતા કે તે કોઇ કારણસર હશે?" ખલીલે કહ્યું, "હવે તમે સાંભલો. તે મછવો હમણા ચાલુ થઇ ચુકયોછે. અને હમણા તમારા વહાણને લાગુ પડશે તો તમે શું કરશો?"

"મારા વહાણને લાગુ પડશે?" ધાસ્તીથી ફીકલાઇ જતાં કપટાન બોલ્યો.

"હા, તમારા વહાણને લાગુ પડશે." ખલીલે કહ્યું, "મછવામાં જે પહેલી નિશાણી કરી તે મછવો તૈયાર કરવાની હતી અને બીજી નીશાણી જે વહાણ ઉપર કરી તેથી એમ બતાવ્યું કે, આ વહાણને લાગુ કરવો!"

"તમારી જીંદગી–" કપટાન બોલ્યો.

"તમારી સાથેજ જશે." ખલીલ બોલ્યો, "શુ તમે મને જીવતો રેહેવા દેવાના હતા? નહિ. ત્યારે તો

તમારી સાથેજ સારૂં. પણ આપણે વાત કરીએ છીએ એટલામાં તો મછવો આવીને લાગુ પણ થયો હશે."

"કંગાલ તારે મરવું પડશે?" તરવાર કાઢીને કપટાન ખલીલ તરફ ધસ્યો.

"સાહેબ, બાજુ થાઓ!" મદદનીશ બેઉની વચ્ચમાં જઇને બોલ્યો, "તમારી મુર્ખાઈ, તમારા દગા અને તમારી મતલબે કામ વધારી મુક્યું છે. જુઓ સાહેબ! હવે હું કપટાનછું!" એમ કહીને પોતાનો કપટાન તરીકેનો પરવાનો તેને દેખાડયો. "આ મને આપણા વડાએ આપ્યો. તમારી હુલડાઇ ભરી ચાલથી તે જાણીતો છે અને તેથી જો વહાણ જોખમમાં હોય તવે વખતે મને કપટાન થવાનો આ હુકમ આપ્યોછે. કપટાન કોલોકાફ, હાલ તમે મારા કેદીછો!" પછી ખલીલ તરફ ફરીને તે બોલ્યો, "તમે આબરૂદાર ગૃહસ્થછો તેથી તમને હું એટલુંજ પુછવા માગુંછું કે, આ વહાણને બચાવી શકશો?"

"હું પણ તમને આબરૂદાર ગૃહસ્થ સમજુંછું અને તેથી વહાણને તમારે વાસ્તે બચાવીશ." એમ કહીને ખલીલ પાછો બહાર આવ્યો અને પોતાના નિશાણી કરનારા દડામાંથી એક લઇને તેણે અફાલ્યો. તે બોલ્યો, "હવે પેલો મછવો અડધો કલાક સુધી પોતાનું કામ બંધ રાખશે." મદદનીશે તેને મછવામાં પાછો ઉતાર્યો અને પાશાનો મછવો જે દૂર ખલીલની રાહા જોતો પડયો હતો ત્યાં મુકવા ચાલ્યો. પહેલો મદદનીશ પણ હાલનો કપટાન તેની સાથે મુકવા આવ્યો. ખલીલને પાશાના મછવામાં ઉતારીને નવા કપટાને પાશા પાસે આગલા કપટાનની ચાલ વિષે માફી માગી. પછી ખલી

લે એક બીજો દડો જોરથી અફાલીને કહ્યું કે, તેનું વહાણ હવે તદન સલામતછે. નવો કપટાન ખલીલનો ઉપકાર માનીને ચાલતો થયો.

---

## પ્રકરણ ૩૦ મું.

### બીજો વજીર.

ખલીલને પાછો આવેલો જોઈને મછવામાં બધાં ખુશી થયાં. ત્યાં શું બન્યું તે પાશાએ પુછયું. ખલીલે મનવાર ઉપર થયલી બધી બીના કહી સંભલાવી. બધાઓએ તે ધ્યાનથી સાંભલી. પાશાની નજર ખલીલે પહેરેલી તલેસમાતી વીટી ઉપર પડી. તે વિચારમાં પડયો. પણ કાંઇ સાર કાઢી ન શકયો. મછવો હંકાર્યો. જે ઠેકાણેથી ખલીલ અને બેઉ યુનાનીઓ ચઢયા હતા ત્યાં મછવો ઉભો રહ્યો. ત્રણે જણા ત્યાં ઉતરી પડયા. પાશા અને ચારે સ્ત્રીઓને લઈને મછવો પાશાના બંગલા તરફ હંકાર્યો. ખલીલે કીનારે ઉતરીને પોતાના બેઉ યુનાની મિત્રોને કહ્યું, "આજે આપણો દહાડો સહાસ કામોમાં ગયોછે. પણ હવે તમે બંગલા તરફ ચાલતા થાઓ. સવારના આવતી વખતે જેમ હું પાછલથી આવ્યો હતો તેમ હાલ પણ પાછલથી આવીશ." બેઉ ગ્રીકો તેને કાંઇ બીજો સવાલ પુછયા વગર ત્યાંથી ચાલતા થયા. ખલીલ પાછો પોતાની સવારવાલી જગા આગલ આવ્યો. ત્યાં તેનો વિશ્વાસુ ચાકર સાદક ઉભો હતો, ખલીલે પુછયું, "ગાંધીને ત્યાંથી મેં જે ચીજો મંગાવી હતી તે તું લાવ્યો?"

"હા. નામદાર, તે આ રહી." સાદકે તે ચીજો આપતાં કહ્યું.

"કારામસરૂર પકડાયો?" ખલીલે પુછ્યું.

"મેં ઘણી શોધ કીધી પણ કાંઇ વલ્યું નથી."

"તે હજી પંડાશમાંજછે. તેણે આજ એક એવી સ્ત્રી ઉપર હાથ ઉચકયોછે કે, તે વાંક માફ થઇ શકનાર નથી." ખલીલે કહ્યું. "પણ તારે એકદમ વધારે સ્વારો લઇને જવું, અને જ્યાંસુધી તે ન પકડાય ત્યાં સુધી તારે વિશ્રાંતી ન લેવી."

"નામદાર સાહેબ, તમારો ગુલામ તેમજ કરશે!" સાદકે કહ્યું. "બીજો કાંઇ હુકમ?"

"હા, તારે તરતજ પરદેશ ખાતાના વજીર આગલ જવું અને રૂશીઆ સાથે કોઇ પણ બાબતના કોલકરાર કરવામાં ઢીલ નાખવાનું કહેવું. તુર્કી સાથે રૂશીઆ હવે વધારે સારી રીતે ચાલશે એમછે. હવે જા."

સાદક નમીને ચાલતો થયો. ખલીલે પેલા વસાણા તપાસવા માંડયા. તપાસીને તે આગલ ચાલ્યો. પાશાના બાગમાંજ બેઉ ગ્રીકો તેની રાહ જોતા ઊભા હતા. તેમને જઇ મલ્યો. તેઓ બધાં બંગલામાં દાખલ થયા. પોતાના ઓરડામાં જતાં ખલીલે જોયું તો ત્યાં કીમતી કપડા તેને માટે મુકવામાં આવ્યા હતા. ખલીલે પોતાના ભીના કપડા કાઢયા અને નવા પહેરી લીધા, તેણે ફરીથી પેલા વસાણા તપાસવા માંડયા. તેની અંદરથી બારીક રીતે વીટાવેલો કાગલ તેને મલ્યો. ખલીલે ઉખેડયો. અક્ષર કોઇ સ્ત્રીના હતા. તેણે તે તરતજ ઓલખ્યા. તે બોલી ઉઠયો:–"અરે ઇશ્વર, આનો શો અર્થ!" તેણે કાગલ વાંચ્યો. તેના ચહેરા ઉપર અજાયબી અને દયા પ્રગટી નીકલી. તે બોલ્યો:–શું "એમ બની શકે?–આવો ભયંકર ભોગ!" થોડી વાર સુધી વિચારમાં ને વિ-

ચારમાં તે ઓરડામાં ફર્યો, પણ પછી દરવાજો ઉઘડવાના અવાજથી તે ચોંકયો. તેણે પેલી ચીઠી અને વસાણા એકદમ ગજવામાં નાખી દીધા અને પાશાને મલવા ચાલ્યો. પાશાં હસ્તે ચહેરે દાખલ થયો.

"મારા વહાલા જુવાન મિત્ર," તે બોલ્યો, "તમે મને એ નામથીજ તમને બોલાવવાની રજા આપી છે તેથી–"

" અને શા વાસ્તે નહી! " ખલીલ બોલ્યો, " તમારા જેવો ઉચી પદવીનો માણુસ મને આ પ્રમાણે— "

" અને એક કલાક અગાઉ હતો તેથી પણ વધારે ઊંચી પદવીનો. " પાશાએ કહ્યું, " મારા નામદાર સુલતાને મને બીજા વજીરની પદવી આપી સભાસદ કર્યો છે— "

" ત્યારે તો મને સૌથી પહેલા આપ નામદારને મુબારકબાદી આપવાદો. " ખલીલે કહ્યું.

" આટલો ખેતાબજ મને મળ્યોછે એટલુજ નહી પણ એથી પણ વધારે સુલતાને મારી ઉપર મહેરબાની કરીછે. "

પાશા એમ બોલતો હતો એટલામાં ખલીલનો ચહરો કરમાઇ ગયો, પાશાના દીઠામા તે ન આવ્યો.

" હું ધારૂં છું કે, નામદાર સુલતાને બીજી પણ કાંઈ બક્ષીસ તમે આપીછે. " ખલીલે કહ્યું.

"પણ હવે તમે બેદનો ખુલાશો—" પાશા બોલ્યો.

"તમે શું કહેવા માગોછો ? " ખલીલ વચ્ચમાં બોલી ઉઠયો,

"મારા જુવાન મિત્ર," પાશા બોલ્યો, "તમારે

વિષે—હુ ધારૂ છુ કે,—મને એવો વિચાર આવે છે કે—"

"આહા! જો આપ નામદાર દરબારમાં બોલતી વખતે આવીરીતે બોલવા માંડશો તો કેમ થશે?"

"મારા મિત્ર ખરૂં બોલ્યા." પાશા બોલયો "હમણા મને શું થયું તે હું જાણતો નથી પણ પેલી વાટી પેલી તલેસમાતી વીટી—જેનાથી તમે જેનીઝેરીસોના આગાને વશ કર્યો. રૂશીયન મનવાર ઉપર તો હુકમ ચલાવ્યો તેમાં હું જાણું છું કે કાંઇ છુપો—"

"પહેલીજ રાતના મળતી વખતે મેં આપને કહ્યું હતું કે, તે વાત છુપી છે." ખલાલ બોલ્યો, "વળી આગા સાથે હું કેવી રીતે ચાલ્યો તે પણ મેં તમને કહ્યું છે. હું પૈસાદાર છું અને સારા ખાનદાનથી ઉતરેલો છું. જ્યારે વખત આવશે ત્યારે તમારી ભાણેજ જુલીખાની સાથે પરણવાની માગણી તેના બાપ પાસે હું કરીશ."

"અલાના નામથી હું કહૂં છું કે, જુલીખાજો મારી છોકરી હતે તો હું તમારી માગણી તરતજ કબુલ રાખતે. પણ કાદીયાસકર ઉપર જે ભય છે તે તમે ભુલી ગયા?" પાશા બોલ્યો.

" અફસોસ તે હું નથી ભુલી ગયો, પણ આપણે સારા પરીણામની આશા રાખવી જોઈએ."

"આપણે તેવુજ ઇચ્છીએછીએ." પાશા બોલ્યો.

"પણ તમે મને કાંઇ બીજુ પણ હમણા કહેતા હતા તે શું?" ખલીલે પુછ્યું.

"મારા મિત્ર તમારીથી મેં કાંઈ છુપું રાખ્યું નથી. જેવો હું મારા બંગલામાં દાખલ થયો તેવોજ

નામદાર સુલતાનનો માણુસ મારે વાસ્તે ખેતાબનો દસ્તાવેજ લઇને ઉભો હતો હાલ હું તમને ખુશાલીના મંડપમાં નોતરવા આવ્યો છું. પણ મારે કેટલીક તમારી પણ સલાહ લેવી જોઈએ પણ સબુર કરો. જે કારણથી મને ખેતાબ મળેછે તે બધા તમારાથી મળેછે. આગા સાથે નક્કી તમે કર્યું. રૂશીઅનોનું પણ તેમજ. માટે મારે તમને કાંઇ એવી ચીજ આપવીકે, જેથી મારો ઉપકાર વલી રહે."

"નામદાર પાશા હું મારે માટે કાંઇ માગતો નથી." ખલીલે કહ્યું. "પણ તમે મને હું જે કાંઈ માગું તે બક્ષીસ આપવા કહોછો એમજ કેની?"

"બરોબર બોલ્યા," પાશાએ જવાબ દીધો.

"હું માગીશ તે કોઇ બીજાને માટે માગીશ. પણ તે જાણે તમે મનેજ આપતા હો તમજ તેને પણ આપવી પડશે."

"બોલો તમે શી બક્ષીસ માગોછો?" પાશા એ પુછયું.

"પણ મેં હજી ત વિષે વિચાર કર્યો નથી!" ખલીલ બોલ્યો, "મારે શું માગવું તે વિષે મને વિચાર કરવાદો."

"સોનું," પાશાએ પુછવા માંડયું, "પણ તેની તો તમને ગરજ નથી."

"નહિ," ખલીલે કહ્યું, "તે તો જેની પાસે ન હોય તેને કામનું છે."

"ત્યારે તમારા બેઉ જુનાની મિત્રો વિષેની ખબર લઇને માણુસો નથી આવ્યા તેની અગાઉ તમને મારી છોકરીઓ સાથે પરણાવી આપવા?"

"નહી, એ બાબતને કાંઇ તમારી ઉપર દબાણ ન થાય!"

"ત્યારે તમારા વિષે જુલીખાંના બાપને લખું અને જલદીથીજ વિવાહ—"

"નહિ, મારા મહેરબાન, તેમ નથી." ખલીલે કહ્યું.

"હવે તો મારા ધ્યાનમાં કાંઇ બીજી બક્ષીસ નથી આવતી. તમે પોતેજ કોઇ શોધી કાઢે."

"ઠીકછે," ખલીલે કહ્યું, "તમારા ઘર ખટલા શિવાયની કોઇ પણ ઉચ્ચાં અથવા નિચા ખાનદાનની સ્ત્રી તમારા હાથમા આવી પડતી હોય તેને કાંઇ બક્ષીસ આપવાને સોગન ખાઓ."

"તમારી માગણી નવાઇ જેવીછે પણ તે હું કબુલ કરૂંછું."

"પણ તમે મને બીજી કાંઇ મહેરબાની નામદાર સુલતાને તમારી ઉપર કરી છે તે કહેવા જતા હતા તે શું?"

"હા, સાંભળો." પાશા બોલ્યો, "તે આછે. પાદશાહે મને મદદનીશ બીજા વજીરનો ખેતાબ આપવા સાથે પોતાની સૌથી સુંદર અને શિખેલી કુંવરી ફ્રુટીમાની સાથે પરણાવવાનું વચન આપ્યું છે!"

"આગળ બોલો મહેરબાન," ખલીલ બોલ્યો, "મારી સલાહનું તમને કેમ કામ પડશે તે હું સમજી શકતો નથી."

"તમારી સલાહ કરતાં મદદ વધારે ઉપયોગી થઇ પડશે." પાશા બોલ્યો, "કુંવરી ફ્રુટીમા સાથેના મારા લગન વિષે તમારે પોતે જઇને ઈસમીલ્ડાને કહેવું."

"બહુ સારૂ. તેમ હું કરીશ." ખલીલ બોલ્યો, "આપ અમીનાને હુકમ કરજો. તે મને ઇસમીલ્ડાના ઓરડામાં મુકી આવશે. અને પોતે ઉંબર ઉપર ઉભીરહે."

પાશાએ તેમ કરવા વચન આપ્યું. તેઓ બેઉ જણા ત્યાંથી ચાલ્યા. રસ્તામાંજ દાદર ચઢતી અમીના મળી. પાશાએ તેને કહ્યું, "અમીના, ખલીલને તારી શેઠાણીના ઓરડામાં લઇજા. તેને તેણીની સાથે કાંઇ વાત કરવી છે તું ઉંબર ઉપર ઉભી રહેજે. મારી ઇસમીલ્ડા સદગુણીછે કમળ ફુળ જેવી સ્વચ્છછે. બધી વાતે પતિવૃતા છે! તેમજ મારા મિત્ર ખલીલને પણ હું તેવોજ માનું છું." એમ કહીને પાશા પેલા બે યુનાનીઓના ઓરડા તરફ ચાલ્યો અને અમીના ખલીલને ઇસમીલ્ડા આગળ લઇ ગઇ. ખલીલ ઇસમીલ્ડાના ઓરડામાં દાખલ થયો અને ઇસમીલ્ડાએ અમીનાને જવાની ઇસારત કરી. ખલીલ બોલી ઉઠયો, "સબુર પાશાએ મને અહી મોકલ્યો છે અને તેથી અમીનાએ ઉંબર ઉપર રહેવું જોઇએ. કદાચીત પાશા અત્રે આવે તો!"

"પણ તમે તો અહી પેલા કામ વાસ્તેજ કાંઇ બહાનાથી આવ્યાછોની?" ઇસમીલ્ડાએ ધીમેથી પુછયું.

"હા, તે ઝેર મારી પાસે છે." ખલીલે પણ ધીમેથી કહ્યું. અમીના જે દુર ઉંબર ઉપર ઉભી રહી હતી તે કાંઇ સાંભળી ન શકી. "મારા ઓરડામાં આવ્યા પછી તે ઝેર હું મેલવવાની તૈયારી કરતો હતો એટલામાં પાશા આવ્યો અને મને કાંઇ કેહવા વાસ્તે તમારી પાસે મોકલ્યો."

"કાંઇ કહેવા વાસ્તે ? અને તે પણ વળી પાશા તરફથી?" ઇસમીલ્ડા અજાયબ થઇને બોલી.

"પાશા ને મદદનીશ વજીરનો ખેતાબ મલ્યો છે તે તમને કદાચ માલમ હશે." ખલીલ બોલ્યો.

"હાં, તેની મને ખબર પડી છે." ઇસમીલ્ડા બોલી.

"તે સાથે નામદાર સુલતાને પોતાની છોકરી ફ્ટીમા સાથે નામદાર ખલતખાન પાશાને પરણાવાનુ વચન આપ્યું છો" ખલીલે ધીમેથી કહ્યું.

ઈસમીલ્ડા ચોંકી ઉઠી. પણ જરા વાર વિચાર કરીને બોલી, "જો એમ થશે તો આપણે વધારે સુખી થઇશું. પણ પેલું મને આજે જરૂર આપો." ખલીલે તે આપ્યું.

ખલીલ ત્યાંથી નિકળીને પાછો પોતાના ઓરડા તરફ ગયો. રસ્તામાં પાશા તેની રાહ જોતો ઉભો હતો. ખલીલે તેની ખાત્રી કરીકે, ઇસમીલ્ડાએ લગન કરવાની પરવાનગી આપી છે. પાશા પોતે ઘણોજ ખુશી થયો. તેણે ખલીલનો ઉપકાર માન્યો.

"ખલીલ," પાશા બોલ્યો, "નામદાર સુલતાન તરફથી હમણાજ મને તેડું આવ્યું છે તેથી હું ત્યાં જાઉં છું."

એમ કહી પાશા ત્યાં જવા નિકલ્યો, ખલીલ પોતાના મિત્રના ઓરડામાં ગયો. ત્યાં બે કલાક સુધી તે રહ્યો. બે કલાક થઇ ગયા પછી એક ગુલામ તે ઓરડામાં આવ્યો અને ખલીલને પાશા પોતાના ઓરડામાં જલદીથી બોલાવે છે એમ કહ્યું. ખલીલ ઉઠયો, અને ગુલામ પાછળ ચાલ્યો. પાશા પોતાના ઓરડામાં વિચારમાં ગર્ક થઇને બેઠો હતો.

"જુવાન માણસ," પાશાએ તેને જોતાજ કહ્યું "તમે જ્યારે મારા ઘરમા પહેલા વહેલા આવ્યા ત્યારે મેં તમને ફરેસતા જાણ્યા; પણ હવે તો રાક્ષસ માનું છું."

"તેમ માનવાનું કાંઈ કારણ?" ખલીલે પુછ્યું.

"નામદાર સુલતાનના તેડા ને માન દઇને હું મેહેલ માં ગયો." પાશા બોલ્યો," ત્યાં નામદાર સુલતાન પોતાના ખાનગી ઓરડામાં હતા. ત્યાં મેં તેમને ભેટ મુકી. તેમણે પોતાની છોકરીને બોલાવી. નામદાર રાજકુમારી પોતાની સખીઓ અને દાસીઓ સહવર્તમાન ત્યાં આવી તેણીઓએ બુરખા નાખ્યા હતા. સુલતાન ત્યાંથીજતો રહ્યો. મેં વિચાર કર્યો કે, હું હવે રાજકુમારી સાથે એકલો છું કારણ કે તેની સખીઓ અને દાસીઓ દરવાજા આગળ ઉભી હતી. પણ ખલીલ! જેવો હું રાજકુમારી આગળ ઘુંટણ મંડીએ પડવા ગયો તેવો જ એક અજાયબ જેવો બનાવ બન્યો. તેણીએ મને ઉભાજ રેહવા હુકમ કર્યો અને પોતે ઘુંટણુ મંડીએ પડી."

"તમારા પગ આગળ ઘુટણ મંડીએ પડી?" ખલીલે આશ્ચર્ય પામીને કહ્યું.

"હા, તેમજ બન્યું." પાશાએ કહ્યું. "તે તરતજ રડવા લાગી—તેની ઉપર દયા કરવાને મારી વીનંતી કરી—તેણીએ મને કહ્યું કે, હું તમને ચહાતી નથી—બીજાને ચહાઊં છું!"

"ગરીબ બીચારી ફટીમા!" ખલીલ મનમાં બોલ્યો.

"એટલામાં નામદાર સુલતાનનો માણસ આવ્યો. તેણે મને તેમજ રાજપુત્રીને લગ્ન વાસ્તે તૈયાર થવા કહ્યું.

ફરીથી તેણીએ મારી વિનંતી કરી. પણ હું તો તેણીની સુંદરતા, મધુર અવાજ અને સારીચાલચલનથી એટલો ખુશી થયો હતો કે, તેના કાલાવાલા ન સ્વીકારવાનું મારૂં મન થયું. પણ એટલામાં એક વિચાર આવ્યો તે વિચારે મેં તેને મુકી દીધી. તે વિચાર તમને વચન આપ્યું તે વિષેનું હતું. મેં ઇશ્વરના સોગન ખાઇને વચન આપ્યું હતું કે, ઊંચ અથવા નિચ કુલની કોઈ પણ સ્ત્રી મારી પાસે કાંઇ વચન માગે તે આપવું તે મારૂં વચન મેં પાળ્યું, પણ ફ્ટીમાને ખોઇ!"

પછી પાશા ખલીલને બાગમાં લઇ ગયો. ત્યાં બીજા મેજબાનો પણ આવ્યા હતા. ત્યાં જમ્યા પછી પાશાએ ખલીલને પોતાની એકાદ વાર્તા ચલાવવાનું કહ્યું. ખલીલે વાર્તા શરૂ કીધી.

---

## પ્રકરણ ૩૧ મું.

### ખલીલની સાતમી વાર્તા.

સન ૧૬૮૩ નો સાલમાં, આશરે ચારશો માણસો વાળું મોટું વહાણ આદ્રીઆટીક સમુદ્રમાં દાખલ થયું. વેનીશના ખલાશીઓનો તેમાં મોટો ભાગ હતો. દરીઓ તોફાની હતો. મોજા ઊંચે ઉછળતા હતા.

તેમાં એક ઉતારૂ મુખ્ય હતો. તે આશરે ચાલીશ વરસનો હતો. તેનું કપાલ ઊંચું હતું. તેણે આંગ ઉપર એક મોટો ઝભો વીટાળ્યો હતો. તેનો સોબતી આશરે વીશ વરસનો જુવાન હતો. તેનો ચહરો પુરૂશના કરતા સુંદર સ્ત્રીને વધારે મળતો આવતો. તેને સ્ત્રીના કપડાં પહેરાવ્યા હોય તો તેને કોઇ સ્ત્રીજ સમજે.

તોફાન શરૂ થયું અને વહાણને આંચકા આવવા લાગ્યા કે, તે તરતજ પોતાના સોબતી આગળ આવીને તેને બાજી પડયો.

"હેન્રી, શાંતથા." મોટાએ કહ્યું. "ઓધાને હમણા એક બાજુ મુકજે."

"તમારો હુકમ પાળીશ." હેન્રી બોલ્યો.

"તારે મને વલગી રહેવું.

થોડીવાર તોફાન વિષે તેમની વાત ચાલી. પછી કપટાન તેમની પાસે આવ્યો. તેણે ખબર આપીકે, વહાણ કીનારાથી ઘણે દુર છે. પણ આપણે સવાર સુધી કીનારે પહોચશું. આજની રાત તારા પણ ઉગાવાના નથી."

"તારા નહિ ઊગે એમ તમે કેમ કહોછો? પેલા દુર લાલ ચમકેછે તે શું છે?" હેન્રી એ પુછયું.

"તે તારો નથી," મોટો ઉતારૂ જેનું લીઝીરકી હતું તે બોલ્યો. "જો તારો હોય તો સ્થીર હોય પણ આતો હાલે ચાલે છે. અને આપણી પાસે આવતું દેખાય છે."

"એ તારા નથી," કપટાને કહ્યું, "એ તો દરીઆઇ રાજાનું વહાણ છે!"

"દરીઆઇ રાજા!" હેન્રી ચમકીને બોલ્યો. કપટાનના બોલવા ઊપરથી તે ચોંકયો હતો પણ દરીઆઇ રાજા તે શું તે સમજતો નહોતો.

"હા, તે દરીઆઇ રાજાનું વહાણ છે અને ગોહડન હોર્ન તરફથી આવે છે."

"ત્યારે એ તો તુર્કી વહાણ છે જે દુશમનને પકડવાને દરીઆમા ફરેછે!" હેન્રીથી વધારે ચોંકીને લીઝી-

સ્કી બોલ્યો. "તમારી ખાત્રી છે?" કપટાનને તેણે પુછ્યું. કપટાન તેને જવાબ આપવાને ત્યાં હાજર ન હતો. તે તો ઉપયોગ જોગ તયારી કરવા ગયો હતો. થોડીજ વારમાં તે પાછો તમના પાસે આવ્યો અને આ પ્રમાણે બોલ્યોઃ—"તે તેનુજ વહાણ છે. સવાર સુધી તે આપણને આવી મળશે અને તેથી આપણે લડાઇ કરવી પડશે. જો કે આપણે જીતીશું નહિ, પણ પ્રાણ હશે ત્યાં સુધી લડીશું.

"મને બંદુક અને તરવાર આપો.' લીઝીંસ્કી બોલ્યો.

"તે તમને હું આપીશ." કપટાને કહ્યું, "તમને હું બહાદુર જાણું છું. મને તમારો હાથ આપો. આપણે છેલ્લી ઘડી સુધી લડીશું."

"લોહીના છેલ્લાં ટીપા સુધી!" લીઝીંસ્કી બોલ્યો.

"પણ તમારો હાથ ધ્રુજતો કેમ નથી?" કપટાને પુછ્યું.

"ધ્રુજે?! શા વાસ્તે?" લીઝીંસ્કી બોલ્યો. કપટાન તો માથાથી તે પગ સુધી ધ્રુજતો હતો. તે ત્યાંથી ચાલતો થયો.

"આપણે કોનાથી બીહવું જોઇએ તે હજી સુધી હું સમજતો નથી." હત્રીએ પુછ્યું.

"છોકરા," લીઝીંસ્કી બોલ્યો, "તે તુર્કીનું લડાઈનું વહાણ છે અને તેણે ઘણા ઘણા વેનીસ અને આસ્ટ્રીઆના વહાણોનો નાશ કરી નાખ્યો છે. આ વહાણ આપણી સાથે પણ લઢાઇ કરશે. જે વખતે વહાણ પાસે આવે તે વખતે તારે નિચે જવું.

"શું મારા માબાપે મને ભયની વખતે તમને

છોડી જવાનુ કહ્યું છે?" હેન્રીએ જવાબ દીધો. "નામદાર શેઠ મને નિચે જવાની ફરજ ન પાડતા."

"ઠીકછે ત્યારે તું મારી પાસેજ રહેજે." લીઝીંસ્કી બોલ્યો, સુવાનો વખત થવા આવ્યો હતો તેથી હેન્રીને લઇને પોતાની ઓરડીમાં સુવા ગયો. લીઝીંસ્કી પોલાંડનો રહેવાસી હતો. તે કેટલાક કારણ સર મુસાફરીએ નિકળ્યો હતો હેન્રી તેના ચાકર તરીકે આવ્યો હતો.

સવારના પહોરમાંજ તે તુર્કી વહાણ તો વધારે પાસે આવેલું દેખાયું કપટાને પહેલાં બધાને બદગી કરવાનો હુકમ કર્યો. સૌએ ખરા દીલથી બંદગી કરી. પછી જલદીથી જમી લેવાનો હુકમ આપ્યો. ખલાશીઓ બધા જમી રહ્યા. તેઓ બધા તૈયાર થઇ ઉભા. થોડી વારમાં તુર્કીઓએ વધારે પાસે આવતાં તોપ છોડી. વેનીસના વહાણે પણ પાછો જવાબ આપ્યો. લડાઇ સલગી. સામ સામા ગોળાઓ ઉડવા લાગ્યા આખરે બેઉ વહાણ અડોઅડ થઇ ગયા. તુર્કી વહાણ ઉપર પહેલો જનાર લીઝીંસ્કી હતો. તેની પાછળ બધા ચહડી ગયા. હવે તરવારથી લડાઇ ચાલી વેનીશના વહાણના બધા લોકો તુર્કી વહાણ ઉપર ચડી આવ્યા હતા. તુર્કી કપટાને જ્યારે જોયું કે, તે વહાણ ખાલી થયું કે, તરતજ પોતાનું વહાણ પાછળ હઠાવ્યું અને વેનીશના વહાણને આગ લગાડી મુકી પણ વેનીશના વહાણના લોકો તો લઢાઇમાં પડેલા તેથી તેમને તે વિષે ખબર નપડી. આખરે કપટાનની નજર તેની ઉપર પાડી તેની ચીશથી બીજાઓનું ધ્યાન તે તરફ ખેંચાયું હવે તેમના હાથમાં કાંઇ ઈલાજ ન હતો

પણ તેથી વીનીશીઅન ખલાશીઓને ખમણું શુર છુટયું. પણ તુર્કી ખલાશીઓ આગળ તેઓ નાઇલાજ હતા. લીઝીંસ્કી એક અમલદાર સાથે દ્વંદ યુધ્ધમાં ઉતર્યો હતો. તેમાં તે પોતાના હરીફ ઉપર ફાવ્યો પણ એટલામાં તો તેના નામની કોઇએ બુમ પાડી. તેણે તે સાદ ઓલખ્યો. હેત્રી નિચે પડી ગયો હતો અને એક કુરદેખાવનો તુર્કી તેની ઉપર ઘા કરવા જતો હતો. હેત્રીએ બુમ પાડી લીઝીંસ્કી તેની મદદે આવ્યો તણે તુર્કી ઉપરઘા કર્યો તરતજ બીજો તુર્કી લીઝીંસ્કી ઉપર ઘા કરવા આવ્યો પણ તેજ પલે હેત્રીએ ઉઠીને તેને તરવારનો ઝટકો માર્યો. છ સાત તુર્કી ખલાશીઓ આ બે પોજની આસપાસ ફરી વલ્યા તેઓની ઉપર તેઓ ઘા કરવાની તયારીમાં હતા એટલામાં એક બીજા ઘણીના આવવાથી તેઓ અટકી પડયા તે તેમનો સરદાર દરીઆઇ રાજા હતો તેણે આ બે જણની બહાદુરી જોઈ હતી તે વચમાં આવ્યો તેણે બેઉ જણને પકડવાનો હુકમ કર્યો વીનીશીઅન વહાણના ફકત પાંચ જણ કેદ પકડાયા બાકીના બધા માર્યા ગયા તુર્કી અને વીનીશીઅન લડાઇનો આ પ્રમાણે છેડો આવ્યા.

---

## પ્રકરણ ૩૨ મું.

### વજીર કારા મુસતફા.

લડાઇનો છેડો આવ્યા પછી દરીઆઇ રાજા પોતાના ઓરડામાં ગયો અને ત્યાં લીઝીંસ્કી અને હેત્રીને બોલાવીને આ પ્રમાણે કહ્યું:—તમારો રાજા જાન સોબાસ્કી લડવૈયો છે પણ તેનું લસ્કર અમારા મોટા પાદશાહના જેટલું નથી. તમે તમારો બચાવ કરવા વા-

સ્તે લડયાછો પણ તમારી બહાદુરી ઉપર ખુશી થઇને તમને મોટા વજીરને ત્યાં મોકલાવી આપીશ." પછી તેણે તેમને લઇ જવાનો હુકમ કર્યો. તુર્કીઓ તેમને બાંધીને મછવામાં ઉતર્યા અને કીનારે આવીને મોટા વજીરના મહેલ તરફ ચાલ્યા. રસ્તામાં બેઉ પોલને વાતો કરવાને વખત મળ્યો.

"આપણે તુર્કી ભાષા જાણીએછીએ એટલું આપણે હમણા સારૂં છે" લીઝીંસ્કીએ પોલીશ ભાષામાં કહ્યું.

"અફ્રીશ ! મારા ગરીબ શેઠ!" હેન્રીએ હાથ જોડીને કહ્યું. "આપણો આ દુઃખનો છેડો કયારે આવશે ?"

"તે વિષે મારી ઉપર ભરોશો રાખ." લીઝીંસ્કી બોલ્યો. "તું જાણેછે કે, જો હું વધારે વખત કેદ રહું તો મારી બધી યુક્તિઓ નિષ્ફળ જાય. અને એટલું તો નક્કી જાણજે કે, તને લીધા વગર હું કદી પણ જવાનો નથી."

"મારા સૌથી ઉદાર શેઠ," હેન્રી બોલ્યો, "તમે તમારી સલામતી વાસ્તે જે કરવું હોય તે કરો. મારી કાંઇ ફીકર નહિ."

"છોકરા, ફરીથી એમ ના બોલતો !" લીઝીંસ્કીએ ગુસ્સે થઇને કહ્યું. પણ એટલામાં તો તેમના ચોકીદારે તેમને બોલતા અટકાવ્યા, કારણ કે તેઓ મોટા વજીર કારામુસતફાના મહેલ આગળ આવી પહોંચ્યા હતા. મહેલના મોટા ચોકમાં તેઓ દાખલ થયા. ત્યાં એક ચાકર ઉભો હતો તેણે આ બેઉ કેદીને પકડી આલનાર સરદારને કહ્યું, "તું કોનો માણસછે ?"

"તું મને એવી તુંકારાથી બોલાવનાર કોણ ?"

પેલા દરીઆઇ અમલદારે કહ્યું, "દરીઆઇરાજા, વારડ-અલી,ના હુકમથી એક મોટી જીતના સમાચાર કહેવા અને નામદાર મોટા વજીરને આ બે ગુલામો બક્ષીસ આપવા આવ્યોછું."

"માફ કરજો, મેં તમને ઓલખ્યા નહિ!" ચાકરે કહ્યું. "મારી પાછળ આવો." એમ કહી પેલો ચાકર આગલ ચાલ્યો અને દરીઆઇ અમલદાર લીઝીસ્કી અને હેન્રીને લઇને તેની પાછળ ચાલ્યો. તેઓ એક ઓરડામાં દાખલ થયા. ત્યાં કેટલાક કારકુનો લખતા હતા. તેમાંના એકની પાસે ચાકર ગયો, અને વારડ-અલીના અમલદારને પુછ્યું, "તમે બે ખ્રિસ્તી ગુલામો કહેતા હતા તે એજ કે?

"હા, એજ," અમલદારે જવાબ દીધો.

"તેમના નામ શું?" ચાકરે પુછ્યું.

"સ્ટેનીલા લીઝીસ્કી અને હેન્રી બીસોવીઝ."

"તેમને હસન અને સાદ કહેજો." ચાકરે એ પ્રમાણે નામ પાડયા અને કારકુને તે લખી લીધાં. પછી ચાકર તેમને અંદરના ઓરડામાં લઇ ગયો. ત્યાં એક મોટા અમલદારને સોંપીને ચાકર પોતાની જગાએ પાછો ગયો. પેલો અમલદાર તેમને મોટા વજીરના ઓરડામાં લઇ ગયો. મોટો વજીર કારામુસતફા ઊંચા સિંહાસન ઉપર બેઠો હતો. તેનાથી નિચા આસન ઉપર તેના સાત છોકરાઓ બેઠા હતા. બીજા કેટલાક મોટા અમલદારો કીમતી પોશાકમાં તેની પાછલ ઉભા હતા. પેલો અમલદાર અંદર દાખલ થયો. અને ત્રણ સલામો કરીને વારડઅલીની જીતના સમાચાર કહ્યા.

"મારા નિમકહલાલ વારડઅલીની જીતના સમા-

ચાર સાંભળીને હું ઘણોજ ખુશી થયોછુ. તેના માણસને અંદર બોલાવ." કારામુસતફા બોલ્યો.

દરીઆઇ અમલદાર અંદર આવ્યો અને મુસતફા આગળ ઘુટણ મડીએ પડયો વીનીશીઅન વહાણ સાથે કેમ બન્યુ તે કહી જવા મુસતફાએ તેને હુકમ કર્યો.

"બધા મલીને પાંચ વહાણ હતા. તેઓ અમારી ઉપર ધસી આવ્યા. દરેક વહાણમાં ત્રીશ તોપો હતી!" દરીઆઇ અમલદારે કહ્યું. લીઝીંસ્કી જે પણ અંદર હતો તે આવું હડહડતું જુઠું સાંભલીને ચોંકયો.

"તેને પાશાની પદવી આપવી જોઈએ પછી આગલ ચલાવ." વજીરે કહ્યું.

"પહેલું વહાણ પકડયું, બીજું ડુબાવી નાખ્યું, ત્રીજાને સલગાવી મુકયું અને બે નાશાડી મુકયા."

"મારે વાસ્તે પેલા બે ખ્રિસ્તી ગુલામો મોકલ્યા નહિ વારૂ?" વજીરે કહ્યું.

"હા, નામવર!" અમલદારે કહ્યું.

"તું કેવો લુચ્ચોછે! તારા શેઠે મોટું વહાણ પકડ્યું, અને તેમાંથી મને ફકત આ બે ગુલામોજ મોકલ્યા? કાંતો તું લુચ્ચો છે અથવા તો તારો શેઠ ઠગછે." વજીરે કહ્યું.

મુસતફાના બોલવાથી પેલા અમલદાર ઉપર ઘણી અસર થઇ. તેનાથી કાંઇ જવાબ ન અપાયો.

"નિચ ગુલામ!" વજીરે કહ્યું "શું તારૂં મોત પાસે આવ્યુંછે? તું તદન જુઠું બોલેછે. પેલો ગુલામ, જેને તું લઇ આવ્યોછે તે જો કે ખ્રિસ્તીછે તોપણ તારા જેવો લુચ્ચો લાગતો નથી. ગુલામ, પાસે આવ."

લીઝીંસ્કી પાસે આવ્યો, અને મુસતફાના સિંહાસન આગળ ઘુંટણુ મંડીએ પડયો.

"ખ્રિસ્તી, સાચું બોલજે, વારડરઅલીએ શું શું કીધું?" વજીરે પુછયું.
લીઝીંસ્કીએ ખરેખરૂં જે કાંઈ બન્યું હતું તે કહ્યું. મુસતફા, જે માણસ જાતના સ્વભાવથી જાણીતો થયો હતો તેણે તે ખરૂં માન્યું.

"ખ્રિસ્તી, તારી લાયકાતથી હું ખુશી થયોછું. તારી તરફ લાયક વર્તણુંક ચલાવવામાં આવશે. તને હલકું કામ ન સોંપતા મારી મરજી પ્રમાણે તારે લાયક કામ તને સોંપીશ. તને રહેવા વાસ્તે હાલ તને એક ઓરડો આપવામાં આવશે. પેલો "જુવાન કોણછે?" હેત્રી તરફ આંગલી કરી વજીરે પુછયું.

"મહેરબાન, એ એક જુવાન છોકરો છે જેને હું અંતઃકરણથી ચાહુંછું." લીઝીંસ્કી બોલ્યો.

"ઠીકછે ત્યારે એને પણ તારી સાથેજ રાખજે." વજીરે કહ્યું. લીઝીંસ્કી નમીને દરવાજા તરફ ચાલ્યો. ત્યાં મોટા વજીરના સંખ્યાબંધ ચાકરો ઉભા હતા, તેમણે લીઝીંસ્કીને હવે નમીને સલામ કરી. પહેલાં અને હાલના લીઝીંસ્કી વચ્ચે આટલો ફરક પડી ગયો. મુસતફા તેમની ઉપર ખુશી હતો એટલે પછી ચાકરો તેને તાબે રહેતા.

પછી મુસતફાએ વારડરઅલીના અમલદારને કહ્યું, "નિચ ગુલામ, તું જુઠું બોલ્યો તેથી તને મારે તુરંગમાં મોકલવો જોઇએ. પણ તારી ઉપર દયા લાવીને તને હલકી સજા કરૂંછું. તારા પગના તલીઆ ઉપર સો ફટકા મારવા અને ઊંધે ગધેડે બેશાડી ગામમાં ફેરવવાનો હુકમ કરૂંછું."

તરતજ જલાદને બોલાવવામા આવ્યો અને તેને જમીન ઉપર ઊંધો નાખીને જલાદે ફટકા મારવા શરૂ કીધા. અને ફટકા મારી રહેવા પછી તેને ત્યાંથી લઇ જવામાં આવ્યો.

પછી લીઝીંસ્કીને ચાકર તેના ઓરડામાં લઈ ગયો. ત્યાં તેની સેવામાં હાજર રહેવાને બે ગુલામો નીમી આપ્યા. લીઝીંસ્કી ગુલામની હાલતે આવ્યો હતો, પણુ તે તો વધારે સુખમાં રહ્યો. જે સુખ છુટાપણામાં તે ભોગવતો હતો તે તો દુર હતું. મોટા વજીરના દુભાષ્યા તરીકે તે રહ્યો હતો. તેની ઉપરથી નાશી જવાનો શક નિકળી જવાથી તેને કોન્સ્ટનટીનોપ્લની આસપાસ ફરવાની રજા મલી હતી.

ફ્રેંચ એલચી મોટા વજીર કારામુસતફાની મુલાકાતે આવવાનો હતો તે વખતે લીઝીંસ્કીનું કામ પડવાનું હતું. ફ્રેંચ એલચીને કીનારે ઊતારવાને કારામુસતફાનો મોટો અમલદાર ગયો હતો. ઘણુાજ માન સાથે તેને કીનારે ઉતારીને મહેલમાં લાવવામાં આવ્યો. ફ્રેંચ રાજ કર્ત્તા તરફથી તે ભેટ લાવ્યો હતો તે તેના માણુસોએ ઉખેડી ત્યાં સુધી એલચીને ત્યાંજ ઉભા રેહવું પડયું. નામદાર મોટા સુલતાન તથા મોટા વજીરને લાયકની તે ચીજો છે એવી ખાત્રી કર્યાં પછી તે મુસતફા ઉપર મોકલવામાં આવી. મુસતફાએ પોતા લાયક તે ચીજો જોઇને પછી એલચીને અંદર આવવા હુકમ મોકલ્યો. જે મોટો અમલદાર તેને કીનારે લેવા ગયો હતો તે પાસેજ હતો તેણે તેના હથીઆર માગ્યા. ફ્રેન્ચ એલચીએ હથીઆર આપવા ના પાડી, પણુ તેના દુભાષીઆએ કહ્યું કે, ત્યાંની એવી રીતજ છે તેથી નાચારીએ તે

તાબે થયો. હથીઆર લેવા જેવું અપમાન બીજું કાંઈ નથી. પછી તેને દીવાનખાનામાં દાખલ કરવામાં આવ્યો. ત્યાં કારામુસતફાની બેઠકથી ઘણીજ નીચી બેઠક ઉપર બેસવાનું તેને કહેવામાં આવ્યું. જે જગા ચાકરોને બેશવા લાયક તેની ઉપર બેશવાની એળચીએ હવે ના પાડી. ફ્રાન્સ જેવા મોટા દેશનો એલચી અને વલી ઉમરાવ તેથી પોતે મોટા વજીરની બરાબરીએ બેશવા માગ્યું. તેના દુભાશીઆએ અમલદારને તે શું કહેતા હતા તે સમજાવ્યું.

"બીસમીલા!" તે અમલદાર બોલ્યો, "તમારો એલચી એવો તે કેવો માણસ છે કે, જે પોતાના રાજા સાથે અમારા મોટા સુલતાનને સરખાવા માગેછે?"

"એને કહોકે, જો મને એ નીચી બેઠક ઉપર બેશવા કહેશે તો તરતજ ત્યાંથી ચાલતો થઈશ!" એલચીએ દુભાષીઆને કહ્યું.

"મહેરબાન, તમારી આગલ આવી ગયલા બધા એની ઉપર બેઠા છે." દુભાષીઆએ કહ્યું.

"પેલો ખ્રિસ્તી શું કહેછે?" મોટા વજીરે અમલદારને પુછ્યું, અમલદારે તેને બધું કહી સંભળાવ્યું. મુસતફાનો ચહેરો ગુસ્સાને લીધે લાલચોલ થઇ આવ્યો. તે ધીક્કારથી બોલ્યો, "શું કરૂં કે કુરાનમાં એલચીને માન આપવાનું કહ્યુંછે નહિતો એને બરોબર શિક્ષા કરત!"

તરતજ તેની બેઠક પાછલથી એક માણુસ નિકલી આવ્યો. તેણે ઘુટણુ મંડીએ પડીને કહ્યું, "અરે મોટા અને બલવાન સાહેબ! આ ફ્રેન્ચની સાથે વાત કરવાની મને રજા આપ, હું તેને સમજાવીશ.!"

"ઠીક!" આ માણુસ જે લીઝીંસ્કી હતો તેની

તરફ જોઇને મોટા વજીર મુસતફા બોલ્યો. લીઝીંસ્કી નમીને ઉઠયો અને પેલા ખ્રિસ્તી એલચીને એક બાજુ લઈ ગયો. ત્યાં બીજાઓ ન સાંભળે તેવી રીતે ધીમેથી તેની સાથે વાત કરવા માંડી. એલચી તેને અમલદાર નો જોડીઓ સમજીને પહેલાં ધીક્કારથી વાત સાંભળવા લાગ્યો; પણ થોડીજ પલમાં તે એલચી વધારે ધ્યાનથી તેની વાત સાંભળવા લાગ્યો—પછી તે અજાયબથી અને આખરે શાંત ચીતે તેણે વાત સાંભળી. વાત પાંચ મીનીટમાં પુરી થઇ અને એલચી પોતાને માટે નીમેલી બેઠક ઉપર બેશવા કબુલ થયો. જરા વારમાંજ તેને આ પ્રમાણે ફેરવાઇ ગયલો જોઇને બીજા બધા તેને સમજાવનારની તરફ એકી નજરે જોવા લાગ્યા. પછી તે પોતાને માટે મુકેલી જગા ઉપર જઇ બેઠો. કારા મુસતફા સાથે તેણે વાતો કરવા માંડી. લીઝીંસ્કી દુભાષીઆ તરીકે ઉભો રહ્યો. કેટલીક વાતો થયા પછી અને સવાલો પુછાયા પછી મોટા વજીરે ફ્રાન્સના રાજાની પેદાશ વિષે પુછયું "વીશ કરોડ લીવર" એલચીએ ઉતર આપ્યો અને લીઝીંસ્કીએ તુર્કી સીક્કાઓમાં તેની ગણત્રી કરીને કહ્યું.

"બીસમીલ્લાહ!" વજીર બોલ્યો, "તમારો રાજા જોરાવર છે! પણ તેનું સૈન્ય કેટલું છે?"

"બે લાખ વીશ હજાર માણસ," જરાપણ અટકયા વગર એલચીએ જવાબ આપ્યો.

"બીસમીલ્લાહ!" વજીરે કહ્યું, "તોપણ તુર્કીઓ એથી પણ વધારે સંખ્યામાં એકઠા થયાછે. એક મહીનો અગાઉથી હું જાહેર કરું તો ચાર લાખ માણસ એકઠા થાય. તમારો રાજા મોટો છે પણ અમારો પાદશાહ સૌથી મોટો છે!"

પછી મુસતફાએ લીઝીંસ્કીને કહ્યું કે, એને પુછ કે, જો અમે આસ્ટ્રીઆ અને પોલાંડ સામે લડાઈ ચલાવીએ તો તે કોને મદદ કરશે. ?

"અમારો રાજા આસ્ટ્રીઆ સામે સુલતાનને મદદ કરશે. પણ પોલાંડ સાથે તો કદી લડવાનો નથીજ." એલચીએ કહ્યું.

વાત થઇ રહ્યા પછી વજીરે શરબત મંગાવ્યું. કેટલાક ગુલામો તરતજ લઇ આવ્યા. એલચીને આપ્યા પછી વજીરે લીધું અને બેઉ તરતજ પીગયા. દીવાનખાનામાં એકઠા મલેલા અમલદારો કાંઇ પણ બોલતા ન હતા; તેઓ ચુપચાપ ઉભા હતા. ઓચીંતા વાજીંત્રના સ્વરો નિકલવા લાગ્યા અને પછી તીણે અવાજે ગજળનો અવાજ સંભળાયો. મોટા વજીરના દીવાનખાનાની બાજુમાંથી તે અવાજ આવતો હતો. થોડી વારમાં ગાયન પુરું થવાથી બધું બંધ પડયું. થોડી વાર સુધી બધા ચુપ રહ્યા. આખરે એલચી ઉઠયો. તેને તેના ઉતારે પહોંચાડવા અમલદારો ગયા. લીઝીંસ્કી અને હેન્રી પોતાના ઓરડામાં આજના બનાવ વિષે વિચાર કરતા પડયા.

## પ્રકરણ ૩૩ મું.

### એ જુવાન સ્ત્રી કોણ ?

ઊપલો બનાવ બન્યા પછી થોડે દિવસે લીઝીંસ્કી અને હેન્રીને એક અમલદાર બોલાવવા આવ્યો. તેઓ કપડા પહેરીને તેની સાથે ચાલ્યા. વજીર મુસતફાના ખાનગી ઓરડામાં તેમને લઇ જવામાં આવ્યા. મુસતફા ઉંચી વણતની સેતરંજી ઉપર બેઠો હતો. બેઉ પોલા

તેની પાસે આવ્યા પછી તેણે બીજા અમલદારો અને ચાકર નફરો તે ઓરડો છોડી બહાર જવાનો હુકમ કર્યો. તેઓ તરતજ બહાર જતા રહ્યા. તેમના ગયા પછી સુસતફાએ એકી નજરે લીઝીસ્કી તરફ જોયા કર્યું. થોડી વાર જોયા પછી તે બોલ્યો, "ખ્રિસ્તીઓ, તમારી સાથે હું માયાથી ચાલ્યોછું. તમને ગુલામો કરવાને બદલે તમારી સેવામાં ગુલામો હાજરછે. તેનો બદલો તમે બોલી દેખાડો તેથી વળે એમ નથી. મધનું નામ લીધાથી મોઢામાં મીઠાસ આવતી નથી."

"તમે નામદાર તેનો બદલો જેવી રીતે માગશો તેવી રીતે વાલવાને અમે તૈયાર છીએ." લીઝીંસ્કી બોલ્યો.

"ઠીકછે. પહેલીજ પળે મેં તને જોયો તે વખતેજ મને લાગ્યું કે તું કોઇ મોટો માણસ છે. તેમાં હું ઠગાયો પણ નથી. તેજ વખતે તેં મારી પાસે સાચું કહ્યું. બીજી વખતે પેલા ફ્રેંચને તું ઠેકાણે લાવ્યો ! (થોડી વાર વિચારીને) હા, તેને તું ઠેકાણે લાવ્યો, પણ તે કેવી રીતે તે હું જાણતો નથી, અને મને જાણવાની જરૂર પણ નથી. મેં તને પદવી ઉપર ચઢાવ્યો. તું જાણેછે કે, મોટા વજીરનો દુભાષીઓ સુલતાનનો દુભાષીઓ થાયછે અને જો કોઇ વખત વાલેશીઆ અથવા માળદેવીઆના હાકમની જગા ખાલી થાયછે તે તેને મલેછે ! (આ ઠેકાણે લીઝીંસ્કી નમ્યો.) પણ, અફસોસ ! મોટા માણસો કાંઇ બધા સુખી નથી હોતા. અને વલી તેમાં મોટો વજીર કે, જેની દરેક જણ અદેખાઈ કરેછે પણ બીહીને માનથી નમેછે, તે પણ તેવોજછે. પણ ખ્રિસ્તીઓ, તમે નિમકહલાલ થઇ શકશો ? તમારો શેઠ તમારો બદલો વાલી આપે તે કામ બરોબર કરશો ?"

"તમારૂ કામ કહો અને તે આબરૂદાર માણુસને—" લીઝીંસ્કી બોલ્યો.

"એક ચોર જયાં સુધી પકડાયો ન હોય ત્યાં સુધી આબરૂદારમાં ખપેછે. પણ હું તમને કહુંછું તે સાંભળો, મારા માણસોનો મને વિશ્વાસ નથી. તમને હું તે વાત કહુંછું. મારા ચાકરો મારી ઉપર જાસુસ છે. મારા દુશમનોને તેઓ બધી ખબર આપેછે. તમનેજ તે કામ સોંપુંછું. મારે વેર લેવું છે." કારામુસતફાએ એમ કહેતાંજ દાંત પીસ્યા. તેની આંખો લાલ થઇ આવી. થોડી વાર રહીને તે બોલ્યો, "મારી એક ગુલામ છે. તેની ઉપર મારો એટલો તો પ્યાર હતો કે, કદાચીત તેને હું મારી દોલત બધી આપી દેતે. તેનો ભાઇ મારો હડહડતો દુશમન છે. મારી ગુલામે જનાનાના કાયદાનો ભંગ કર્યો છે તેથી તેને બોસફરસને સ્વાધીન કરવી છે. પણ કયાંછે એવો વિશ્વાસુ ચાકર?"

"દુષ્ટ, પાપીષ્ટ!" લીઝીંસ્કી પોતાની ભાષામાં બોલ્યો. વજીરનું ધ્યાન તેની તરફ ન હતું.

"મેં તમને મારી છુપી વાત કહીછે." વજીરે કહ્યું, "પણ જુઓ હું પણ દુનીઆ ખાધેલ માણસછું તેમ તમે પણ છો. મારૂં કામ કરશો તો તમને મોટું ઇનામ આપીશ. આ વાત છુપી રહેવી જોઇએ."

લીઝીંસ્કીએ હેત્રીને ચુપ રહેવાની ઇસારત કરી.

"ખ્રિસ્તીઓ, તમે મારૂં કહેવું સમજ્યા?"

"નામદાર અમે સમજયાછીએ કે, તમે એક છુપું કામ અમારે હાથે કરાવવા માગોછો." લીઝીંસ્કી બોલ્યો

"તમે બરોબર સમજયાછો." વજીરે કહ્યું. "અને છોકરા એ કામ તારે કરવાનુંછે. નીમેલા વખતમાં જો

તું પાછો ફરશે તો તમને મોટું ઈનામ મલશે, અને લીઝીંસ્કી તારી જામીનગીરી તરીકે રહેશે. જો નીમેલા વખતમાં તું ન આવ્યો તો તારા સોબતીનું માથું કાપી નાખવામાં આવશે. બોલ તારે કબુલછે."

"મારા અને મારા સોબતી તરફથી હું તે કબુલ કરૂંછું."

"જુવાન માણુસ મધરાતે તું અહીં આવજે." હેન્રી તરફ ફરીને મુસતફા બોલ્યો. "બાલકીશ બાલકીસ! હવે મારૂં વેર લેવાશે!"

બાલકીસનું નામ સાંભળીને લીઝીંસ્કી ચોંકી ઉઠયો. મુસતફા જે નિચું જોઇને વિચારમાં પડયો હતો તેના જોવામાં તે ન આવ્યું. પછી સલામ કરીને બેઉ પોલો ત્યાંથી જતા રહ્યા. પોતાના ઓરડામાં આવ્યા પછી લીઝીંસ્કી બોલ્યો, "કેવો રાક્ષસ! પણ એ કામ તેણે આપણુને સોંપ્યુંછે એટલું સારૂંછે. હેન્રી, આપણે તે અભાગણી સ્ત્રીને બચાવવી જોઈએ."

"મારા વહાલા શેઠ, શું તમે એમ ધારોછો કે, હું તેનો ખુની થઇશ? નહિ—નહિ મારાથી એમ બનવાનું નથી!" હેન્રી જુસામાં બોલ્યો.

સબુર કર, મને એક યુક્તિ યાદ આવીછે. તેણીને તું પોલાંડના એલચીને ત્યાં લઇજજે. તે તેણીને જરૂર રાખશે." લીઝીંસ્કી બોલ્યો.

"અહીંના રસ્તાની મને ખબર નથી તેથી કેવી રીતે ત્યાં જઇ શકું?" હેન્રી એ પુછયું.

"કદાચ તે સ્ત્રી તને રસ્તો બતાવશે. પણ સબુર, મને રસ્તા બધા ખબરછે તેથી તને બરોબર ઈધાણી આપું." લીઝીંસ્કીએ કહ્યું. એમ કહી તેણે કાગળ

ઉપર બધા રસ્તાઓનો આકાર પાડયો. હેન્રીને તેણે બરોબર સમજણ આપી. હેન્રી પણ હુશીઆર હોવાથી બધા રસ્તા તરતજ સમજી ગયો. મધરાત સુધી બેઉએ વાતો કર્યાં કરી. મધરાત થતાંજ હેન્રી ત્યાંથી મુસતફા આગલ જવા નિકલ્યો. પોલ એલચીની પાસે ગયા પછી કેવી રીતે વર્તવું તે વિષે તેને લીઝીંસ્કીએ બરોબર સમજણ આપી હતી. વખતસર આવવા માટે વજીરે તેને શાબાશી આપી. વજીર એક કોચ ઉપર પડયો હતો. તેણે હેન્રીનો ચહેરો ફીક્કો પડી ગયલો દીઠો. તે ઉઠયો અને રૂપાના એક પ્યાલામાં શીશામાંથી કાંઇ રાતા રંગની પ્રવાહી કાઢીને તેને આપી. હેન્રી તરતજ તે પી ગયો. તરતજ તેના ગાલ ઉપર રતાશ ચઢી આવી. તેનામાં નવી શક્તિ આવી. મોટા વજીરે તેનામાં થયલો ફેરફાર દીઠો. પછી પોતે આગળ ચાલ્યો અને હેન્રીને પાછળ આવવા કહ્યું. તેઓ એક બીજા ઓરડામાં દાખલ થયા. ત્યાં દીવાના અજવાલાથી હેન્રીના દીઠામાં એક સ્ત્રીનો આકાર આવ્યો. તે સ્ત્રી કોચ ઉપર મોઢે બુરખો નાખીને બેઠી હતી. મુસતફાએ તેની તરફ હાથ કરીને કહ્યું,

"પેલી અપરાધી સ્ત્રી બેઠીછે! આજે બોસફરસને એનો ભોગ આપજે. દોરડાથી હાથ પગ બાંધીને નાખી દેજે. જો જરા સામે થાયતો આ ખંજરથી મારી નાખીને નાખી દેજે." એમ કહી તેને ખંજર આપ્યું. હેન્રીએ તે લઇને પોતાના કમરબંધમાં ખોસ્યું. "પણ આ તારી સામે થનાર નથી. અહીં નિચે ઉતારવાનો રસ્તો છે અને ત્યાંથી થોડે દુર ચાલતાં મારી વાડી આવેછે. આખી વાડી પસાર કરી જતાં કીનારો આવે

છે ત્યાં એક હોડી બાંધી છે તેમાં એને બેસાડીને જ્યાં સૌથી ઊંડું પાણી હોય ત્યાં લઇ જઇને–હજી વધારે કાંઈ ભલામણ આપું?" હેન્રીએ ના પાડવાથી મુસ્તફા તેના હાથમાં ફાનસ આપીને ચાલતો થયો. પેલી સ્ત્રી પોતે બેઠી હતી ત્યાંથી ઉઠી અને હેન્રી તરફ આવી. હેન્રી શું કરવું તેના ગુંચવાડામાં પડ્યો.

"તમે તુર્ક નથી?" તે સ્ત્રી પાસે આવતાંજ બોલી.

"નહિ, સુંદર સ્ત્રી, હું ખ્રિસ્તી છું," હેન્રીએ જવાબ આપ્યો.

"તમે તો બીજા ખ્રિસ્તી થશો કે, જેનો હું ઉપકાર માનીશ." તે સ્ત્રી બોલી. "પણ બધા એકસરખા હોતા નથી."

"બાઈ, આપણે હવે અહીંથી જવું જોઇએ. બીતાના હું તમને એક સલામત જગાએ ઉતારીશ."

પેલી સ્ત્રી ખુશીથી તેની સાથે ચાલવા તૈયાર થઇ તેઓ ત્યાંથી નીચે ઉતર્યાં અને બાગ પસાર કરીને કીનારે આવ્યા. અહીં હેન્રીએ કહ્યું કે, વજીર મુસતફા કદી આપણને જોતો હશે તેથી આપણે મછવામાં બેશવું જોઇએ. પેલી સ્ત્રી તેથી વિચારમાં પડી. આ જુવાન ખ્રિસ્તી કાંઇ દગો તો નહિ કરે? પણ તેણીને તરતજ બીજો વિચાર આવ્યો. જે બુરખો તેણીએ પહેર્યો હતો તે ઉંચો કર્યો, અને ચંદ્રમાં પ્રકાશતો હતો તેથી હેન્રીએ શું દીઠું? જાણે બીજોજ ચંદ્ર તેની પાસે આવીને ઉભો હોયની! સ્વર્ગની સુંદર અપ્સરા આવીને ઉભી ન હોય! તે આશરે અઢાર વરસની લાગતી હતી. હેન્રીએ આવી સુંદર સ્ત્રી કદી પણ જોઇ

નહતી. તેના ચેહરા ઉપર આવો ફેરફાર જોઇને સ્ત્રી બોલી, "તમે ખ્રિસ્તી છો? કયા દેશના રહેવાસી છો?"

"પોલાંડનો," હેન્રીએ તરતજ જવાબ આપ્યો.

"પોલાંડના ! " ઉભરાતી છાતીએ તે બોલી. " ત્યારે તો તમે જ્યાં લઇ જાઓ ત્યાં આવવા તૈયાર છું. હવે મને બીક મુદલ રહી નથી. તમારી ઉપર મારો પુરતો વિશ્વાસ છે. તમારા દેશનાજ એક પુરૂષે અગાઉ એક વખત મારો જીવ બચાવ્યો હતો તેથી મને તમારો ભરોશો છે." એમ કહી તેણીએ બુરખો પાછો નાખી દીધો અને હેન્રીને ચાલવાની ઇસારત કરી હેન્રી જાણે સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ દેખાયો અને તરતજ મછવા તરફ ચાલ્યો. તેણે તે છોડીને પાસે કર્યો કે, જેથી તે સ્ત્રી તેમાં બેસી શકે. તેને અંદર બેસાડી ને પછી પોતે બેઠો હતો, અને હલેસું હાથમાં લઇને મછવો હંકાર્યો. મછવામાં હેન્રીએ વાત કરી કે, તેણીને તે પોલાંડના એલચીને ત્યાં મુકવા જતો હતો આ સાંભળતાંજ તેણીની ખુશીનો પાર રહ્યો નહી. તે બોલી "આજ રાતના પેલા રાક્ષસે જ્યારે મને કહ્યુ કે, તારો જીવ લેવાને એક ખ્રિસ્તીને નિમ્યોછે ત્યારે મારી ખુશીનો પાર રહ્યો નહિ, પણ તે ખુશી મેં તેને મુદલ દેખાડી નહિ. પણ ખ્રિસ્તીઓને અને તેમાં મુખ્યત્વે કરીને તમારા દેશના લોકને હું કેવી ચાહું છું તે મારો ઇશ્વર જાણેછે!

"તમે ગાલાટા આગળ ઉતરવાનો રસ્તો જાણો છો?" હેન્રીએ પુછ્યું.

"હા, પુર્ણરીતે!" સ્ત્રીએ જવાબ દીધો. અને તેના કહેવા પ્રમાણે હેન્રીએ મછવો હંકાર્યો, તેઓ ત્યાં-

થી કીનારે ઉતર્યા અને પેલી સ્ત્રી જે સીરીઆદેશની રહેવાશણ હતી તેણે ખ્રિસ્તી એલચીઓ જે ગલીમાં રહેતા હતા ત્યાંનો રસ્તો બતાવ્યો. હેન્રીને પોતાને પણ સમજણ બરાબર મલી હતી તેથી બેઉ જણા વગર હરકતે અગળ ચાલ્યા પોલાંડના એલચીના ઘરની ઉપર ટાંગેલા વાવટા ઉપરથી હેન્રીએ ઘર તરતજ શોધી કાઢ્યું. કેટલીક માથાફોડ કર્યા પછી દરવાજો ઉઘાડવામાં આવ્યો. હેન્રી અને પેલી સ્ત્રી અંદર દાખલ થયા.

"મારે હમણાજ નામદાર એલચી સાહેબને મળવુ જોઇએ." હેન્રીએ ચોકીદારને કહ્યુ.

"નામદાર કાંઉન્ટને આ વખતે ઊંઘમાંથી જગાડવાની હીમત કેમ કરી શકાય?" તે ચાકરે જવાબ દીધો.

"મિત્ર," ગંભીર ચેહરો કરીને હેન્રી બોલ્યો "મારો વખત કીમતી છે. આ સ્ત્રીને આશ્રય જોઇએ છીએ. એકજ શબ્દ હું કાંઉન્ટને કહીશ તથી તેને જો ક્રોધ ચઢયો હશે તો તે પણ ઉતરી જશે."

ચાકર ગયો. પછી પેલી સીરીઅન સ્ત્રી બોલી, "કાઉન્ટ મારેવિષે શું વિચારસે?"

"હું કહીશ કે મેં તને ભયંકર મોતની શીક્ષામાંથી બચાવી છે તેથી ત કાંઇ બોલશે નહી.

"કારા મુસતફાએ મારી ઉપર જેવાંક મુકયો છે, તેમાં હું નિર્દોષ છું એમ મારા મરનાર બાપના સમ ખાઈને હું કહું છું તે પોતાના નામ પ્રમાણે અદરખાનેથી કાલોછે. હું તને હજી પણ ચાહુંછું."

"નામદાર એલચી સાહેબ આવેછો" ચાકરે દાખલ થતાંજ કહ્યું. તેની પાછળજ કાઉન્ટ દાખલ થયો.

તે આશરે પંચોતર વરસની ઉમરનો લાગતો હતો. અને ઊંઘમાંથી ઉઠીને એમને એમ આવ્યો હતો.

"કાઉન્ટ, મારે એક વિનંતી કરવી છે." હેન્રીએ કહ્યું.

"વિનંતી," કાઉન્ટે કહ્યું, " આ કોની છોકરી છે જે તમારી સાથે આવીને મારો આશ્રય માગે છે."

"મારા મહેરબાન, એટલુ તો સારૂ છે કે, આ સ્ત્રી આપણી ભાષા સમજતી નથી, નહિ તો તમારા આવા બોલવા ઉપરથી અહીં રહેવા પણ ન માગે. એક શબ્દ સાંભળો પછી તમે આનાકાની નહિ કરો." હેન્રીએ કહ્યું. કાંઉન્ટ તેની આગલ આવ્યો. તેના કાનમાં ધીમેથી હેન્રીએ થોડીવાર વાત કરી તેનો ચહેરો ફેરવાઇ ગયો. તે સ્ત્રીને પોતાને ઘરમાં રાખવા ખુશી દેખાડી. તેણે દાસીને બોલાવવાનો હુકમ કર્યો.

"અલ્લા તારૂં રક્ષણ કરે. જુવાન માણુસ, કોઇ વખત હું તને મારો ઇતીહાસ કહીશ. આપણે પાછા મલીશું." તેણીની આખમાંથી આંસું ચાલ્યા. તેણીનો હાથ ચુમ્યો અને પોતાને વખત થતો હોવાથી તેણીની રજા લીધી. પછી એલચીને કાંઇ કહીને તે ચાલતો થયો. તે પાછો મછવામાં બેઠો અને વજીરના બાગ આગળ આવ્યો. તે ઉપર ચઢયો અને જે ઓરડામાં મોટો વજીર હતો ત્યાં ગયો. મુસતફા વિચારમાં ગર્ક થઇને પડયો હતો.

"આટલી બધી વાર કેમ લાગી?" વજીરે હેન્રીને પુછયું.

"નામદાર સાહેબ, તે સ્ત્રીએ પોતાનો જીવ બચાવવાને જે કાલાવાલા કર્યા તે બેહદ હતા, અને

જ્યારે કાંઈ ન વળ્યુ ત્યારે પ્રાર્થના કરવાનો વખત માગી લીધો. મરતી વખતે એટલુ કરવાની મેં તેણીને છુટ આપી. તેથીજ આટલીવાર લાગી." હેન્રીએ કારણુ દેખાડયું.

"હું સમજ્યો!" મુસતફાએ કહ્યું, "ખ્રિસ્તી તને તેમજ તારા સોબતીને મોટું ઇનામ મળશે. હવે જા.

તે નમીને ચાલતો થયો. લીઝીંસ્કી ઓરડામાં તેની રાહ જોતો બેઠો હતો. લીઝીંસ્કીએ તેને છાતી સાથે ચાંપ્યો.

"મેં તેણીને બચાવી છે" નિચે બેસતાં એટલુંજ તે બોલી શકયો. તે ઘણું ચાલ્યાથી થાકી ગયો હતો તેથી વધારે બોલી ન શકયો.

"હેન્રી, તેં ઘણું બહાદુરીનું કામ કર્યું છે! પણ તે સલામત છે? તું તેને આપણા એલચીના ઘરમાં મુકી આવવા પામ્યો?" લીઝીંસ્કીએ પુછયું.

"તમારા કહ્યા પ્રમાણે બધું મેં કીધું." હેન્રીએ કહ્યું.

"એલચીને મારો સંદેશો?" લીઝીંસ્કીએ પુછયું.

"તે પણ આપ્યો." હેન્રીએ કહ્યું. "પણ આહા હા! તે કેવી સુંદર હતી! મારા આખા જન્મારામાં એવી સુંદર મેં બીજી કોઇ પણ દીઠી નથી! શું એનો ચેહરો! અને કેવો મધુર કંઠ! કારા મુસતફાએ શા વાસ્તે તેણીનો જીવ લેવા ધાર્યું હશે?"

"તેની ઉમર શું છે?"

"વીશ વરશ ભાગ્યેજ પુરા થયા હશે આવી જુવાન છતાં કેવી અભાગણી!" હેન્રી નીશાસો નાખીને બોલ્યો.

"તેણીનું નામ?"

'મેં તે પુછવાની હીમત ન કરી. પણ તેણીએ પોતાનો બધો હેવાલ કહેવાનું મને વચન આપ્યું છે. તેણીએ એટલું તો કબુલ કર્યું છે કે, મુસતફાએ તેની ઉપર ખોટો વાંક મુકયો છે!" હેવ્રીએ જવાબ આપ્યો.

"તેણે કહ્યું કે, તેણીનું નામ બાલકીશ છે-હેવ્રી કબુલ કરે છે કે, તેણી સુંદર છે.—અતીશય સુંદર!" એમ બોલતો બોલતો લીઝીંસ્કી પોતાના ઓરડામાં સુવા ગયો અને હેવ્રી પણ થાકથી તરતજ ઊંધમાં પડયો. તેને બધા સ્વપ્ન સુંદર સીરીઅન સ્ત્રી બાલકીશનાજ આવવા લાગ્યા.

પણ તે જુવાનને વધારે વાર સુવાનું નશીબમાં લખ્યું નહતું. તેનો શેઠ લીઝીંસ્કી ઘોડાના ખોંખાર, હથીઆરોના ખણખણાત, રણ વાઘના અવાજથી ચોંકી ઉડયો. તેણે બારીમાંથી જોયું તો મોટા વજીરના ચોકમાં ઘણા મોટા મોટા અમલદારો એકઠા થયા હતા. તેણે હેવ્રીનેજગાડયો અને તે શું હતું તે વિષે ખબર કાઢવા હુકમ કર્યો. પણ એટલામાં તો એક ગુલામ અંદર આવ્યો અને મુસતફા વજીર સાહેબ તેમને બોલાવે છે એમ કહ્યું. તેઓ બેઉ કપડા પેહરીને ત્યાં ગયા રસ્તામાં તેમણે બીજા ગુલામોને મોઢે સાંભળ્યું કે, નામદાર સુલતાન મહમદ તરફથી મોટા વજીરને એવો હુકમ આવ્યો છે કે, તેણે એકદમ દાઉદ પાશાના લશકરસાથે પોતાના લશકરને જોડી નાખવું. સુલતાને તેને વડો સેનાધિપતિ નેમ્યો હતો. લીઝીંસ્કી અને હેવ્રીને તેણે પોતાના માણુસોસાથે છાવણીમાં જવાનો હુકમ કર્યો. તેમનીસાથે બીજા પણકેટલાક માણસો હતા. લી-

ઝીસ્કીએ તુર્કી લશકરને પુરતી રીતે જોવાનો વિચાર કર્યો પણ તેમાં તે ફાવ્યો નહિ. તેની સાથેના માણસો તેમના ઉપર બારીકીથી નજર રાખતા હતા.

સુલતાનના મહેલમાં મોટા મોટા સરદારો એકઠા થયા હતા. મોટો વજીર પણ ત્યાં હાજર હતો. બાર શેખોએ ત્યાં બંદગી કરી. પછી કુચ કરવાનેવાસ્તે તોપ છોડી. પછી સુલતાનની સ્વારી દબદબાથી નીકલી. સુલતાન એક ઉમદા આરબી ઘોડા ઉપર સ્વાર થયો હતો. તેની આસપાસ તેના રક્ષકો ચાલતા હતા. આગળ પાછળ મોટા અમલદારો અને સરદારો ઘોડે સ્વાર ચાલતા હતા. તેની આગળ સ્વદેશી ધ્વજા લઇને એક માણસ ચાલતો હતો તેની ઉપર 'ઇશ્વર એક છે' એવા શબ્દો લખેલા હતા. તેઓ છાવણી આગળ આવી પોહોચ્યા. ત્યાં આવ્યા પછીસુલતાને હુકમ કર્યો કે, આસ્ટ્રીઆ અને પોલાંડના એલચીને લશ્કરનીસાથે આવવાનું કેહવું. જો તેઓ શેહેરમાં રહે અને રાજ દ્રોહી લોકો તેમને ઉશકેરી મુકે તો મોટી લડાઇ ચાલવાની વકી હતી. પોલાંડનો બહાદુર રાજા જાન સોબાસ્કી કીનારા ઉપર ખ્રિસ્તીઓને લઈને ચડી આવે એમ હતું તેથી તેમનેસાથે રાખવામાં સારૂં હતું.

હવે રાતના લીઝીંસ્કી સુવાની તૈયારી કરતો હતો એટલામાં તેના તંબુમાં કોઇ આવવા માગતું હોય એમ તેને લાગ્યું. તેણે દરવાજો ઉઘાડયો અને એક જેની ઝેરી દાખલ થયો. તેણે બંધ કરેલું એક કાગળ તેને આપીને કહ્યું, "તમારા દેશના એલચીએ આ ચીજ ·ત મને પહોંચાડવાને આપી છે અને તે હું મારા જીવના જોખમે લઈ આવ્યો છું. માટે તમને પહોંચ્યાની મને

કાંઇ નિશાણી આપો. અમે ત્રીશ જણા એલચીના ચોકીદાર નિમાયા છીએ તેથી વધારે વાર મારે અહીં રહેવું જોખમ ભરેલું છે."

"નામદાર એલચીને એટલુંજ કહે જે કે, 'બોસફ્રસની સ્ત્રી અને પોલાંડનો ચાકર' અને તેથીજ તે સંતોશ પામશે." લીઝીંસ્કીએ તેને કહ્યું.

પેલો સિપાઇ તો પાછો ભરાતો છુપાતો ચાલતો થયો. પછી લીઝીંસ્કીએ દરવાજો બંધ કરીને કાગળ ઉખેડયું. પહેલો કાગળતો પોલાંડના એલચીનો છુપા અક્ષરોનો લખેલો હતો. લીઝીંસ્કી તે છુપા અક્ષર જાણતો હતો તેથી વાંચીગયો અને પછી તેના કટકા કરી નાખીને દીવાથી સળગાવી નાખ્યા. પછી બીજો કાગળ ઉખેડયો. તે તરતજ જાણી ગયો કે, તે બાલકીશે લખ્યો હતો અને તેમાં કારા મુસતફા વજીરનુ બધું વર્ણન હતું. તે નિચે પ્રમાણે હતો.

---

## પ્રકરણ ૩૪ મું.

### બાલકીશનો ઇતીહાસ.

ઉદાર મનના ખ્રિસ્તીઓ, તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડોછે. મારો હેવાલ હવે હું લખુંછું. મારો બાપ દમાકસના હાકમનો મદદનીશ હતો. મોટી ઉમરનો થયો ત્યાં સુધી તે પરણ્યો નહતો, પણ પીસતાલીશ વરસનીઉમરે ગામના કાજીની છોકરી ઉપર આશક પડયો. થોડા દીવસમાં તેનીસાથે તેના લગ્ન થયા. હસન ઇલહાજીબ નામનો છોકરો અને હુંજ માત્ર તેમને પેટ જન્મ્યા. હસન મારા કરતાં પાંચ વરસ મોટો હતો. થોડા વરસમાંજ અમારા માબાપ મરણ પામ્યાં

અને અમે મોટી દોલતના વારસ થયા અમારો કાકો જે નામીચો વેપારી હતો તણે અમને પોતાની સંભાળમાં લીધા.

અઢાર વરસની ઉમરે થતાં મારો ભાઇ હાકમના મહેલમાં ચાકરીએ રહ્યો. અને થોડા મહીનામાં તો મોટો ઓધો પામ્યો એક દહાડે કેફમાં હસને મારી સુંદરતાના વખાણ હાકમ પાસે કર્યાથી બીજે દાહડે મને હાકમે પોતાની પાસે બોલાવી મંગાવી અને મને પોતાની બાંદી તરીકે રાખવાની ખાહેશ જણાવી. પણ મેં તેને ખુલેખુલી નાપાડી અને હસનસાથે પાછી ઘેર આવી.

એક દહાડે હસન મહેલમાં કામે રોકાયલો હતો અને હું ઘરમાં હતી તે વખતે લશકરે ઘરને ઘેરો ઘાલ્યો. હું તો તરતજ સમજી ગઈ કે, આ બધું હાકમને મેં નાપાડી તેથી બન્યું છે. મારા ઓરડામાં હથીયારબંધ માણસો ભરાઇ ગયા અને મારી ચીશો છતાં મને ઉચકી ચાલ્યા. મને હાકમના જનાનામાં લઇ જવામાં આવી. પણ ત્યાં ધાસ્તીને મારે હું આજારી પડી. મારો ભાઇ ચોકીદારોને લાંચ આપીને મને મલવા જનાનામાં આવ્યો. મારી આવી નબલી હાલત જોઇને તેને ઘણું લાગી આવ્યું. તે મને ધીરજ આપીને ત્યાંથી ચાલતો થયો. શેબેદીન અલાલ નામના જાણીતા લુટારા સાથે તે મલી ગયો. તેણે તેને હાકમ કરીમ અલીના ખજાનાની બધી દોલત અપાવવાને કબુલ કરીને તેની મદદ માંગી. લુટારો કબુલ થયો.

એક રાતના મહેલમાં ઓચીંતી આગ લાગી. હું

તો ગભરાઈ ગઇ પણ તેજ પલે એક યોધ્ધો મારા ઓ-
રડામાં દાખલ થયો અને મને ઉચકી મારા ભાઇના
ઓળખીતા અમીરને ત્યાં લઇ ગયો. જ્યારે હું સાવધ
થઈ ત્યારેજ મને માલમ પડયું કે, મને બચાવનાર મારો
વહાલો ભાઈ હસન હતો.

સવારના મને ખબર મલી કે, લુટારાએ હાકમનો
મહેલ લુટી લઇ તેને કેદ પકડયો હતો. બપોરના શ-
હેરના મોટા મોટા લોકો એકઠા થયા અને સુલતાન
તરફથી હુકમ આવે ત્યાં સુધી કોઇ હાકમનેમવા વિ-
ચારવા લગ્યા. આખરે તેઓએ હસનને હાકમ તરીકે
કબુલ કર્યો અને તે વિષે સુલતાનની રજા મંગાવી. પણ
પેલો અમીર મારા ભાઇનો મિત્ર—નાશીપાસ થયો. તેને
પોતાને એ જગા જોઇતી હતી, પણ દલગીર દીલે
પાછો ઘેર આવ્યો. તેના મનમાં હાલ જુદોજ વિચાર
હતો. તે મારા ઓરડામાં આવ્યો. હું તો હજી તેને
ત્યાંજ હતી. તેણે મારી તરફ પોતાનો પ્યાર જાહેર કર્યો.
પણ ફોકટ! આખરે તેણે જોર જુલમ કરવાની ધમકી
આપી. મેં તરતજ તેના પટામાંથી ખંજર કાઢીને
મારી છાતી આગળ ધર્યું. અને તેને કહ્યું કે, 'જો તે
પાસે આવશે તો ખંજર છાતીમાં મારીને મરી જઇશ!
તેણે ઘણા કાલાવાલા કર્યા પણ નહિ, મારો પ્યાર તેની
ઉપર મુદલ નહતો. તે અમીર તે વખતે તો ત્યાંથી
જતો રહ્યો. તે દહાડો એમનો એમ નિકલી ગયો પણ
હસન ન આવ્યો. આખરે રાત પડી. રાતના બ-
હાર ગડબડાત ચાલવા લાગ્યો. હથીઆરોનો અવાજ
ઘાયલ થયલાની બુમો પડવા લાગી. હવે મારી ખાત્રી
થઈ કે, કોઇ લડાઇ થાયછે. જરા વારમાં તો પેલા

લુટારા શૈખેદીન અલાલ સાથે મારો ભાઈ હસન ઓર-ડામાં દાખલ થયો. મારો ભાઇ હાકમ થયો તેની મને હવેજ ખબર પડી. તેણે મને કહ્યું કે, અમીરે તેને અંદર આવવાની તેમજ હાકમ તરીકે કબુલ કરવા, તથા મને સોંપી આપવાની ના પાડી. તેથી લડાઇ ચાલી. લડાઇમાં અમીર મરણ પામ્યો.

મને મારા ભાઇના મહેલમાં લઇ જવામાં આવી. લોકો તેને હાકમ તરીકે પસંદ કરતા હતા. ફક્ત સુલતાનનો હુકમ આવવાની ખોટી હતી. એક વરસ સુધી કાંઈ જવાબ ન આવ્યો. મોટો વજીર અહમદ કીપ્રીલુ આસ્ટ્રીઆ સાથની લડાઇમાં રોકાયલો હતો, અને તેના હુકમ વગર સુલતાન આગળ અરજી જઇ ન શકી. હું તે સખતે પંદર વરસની થઇ હતી. મારી સાથે લગ્ન કરવા ઘણા પૈસાવાલાના છોકરાઓ ખુશી હતા, પણ મારા નશીબમાં સુખ લખેલું નહતું. વરસ પછી સુલતાન તરફનો જવાબ ફરી વળ્યો. તેમાં મારા ભાઇને પાશાની પદવી આપીને તેને હમેશ સુધીનો હાક મ નેમ્યો હતો. આ જવાબ લઇને સુલતાનેનો એક મોટો અમલદાર આવ્યો હતો. મારા ભાઇએ તેની સારી બરદારત કરી. મારી તેની ઉપર નજર પડી. મારા દીલમાં તેને વિષે પ્યાર સલગ્યો. તેને હું ઇશ્વ-રના જેવો લેખવા માંડી. આ માણુસ કારા મુસતફા હતો. મારો ભાઈ હમારો પ્યાર જાણુતો હતો અને તે પણ ખુશી હતો. આ વખતે મુસતફા ફકત એક અમલદાર હતો. અમારા લગ્નનો દહાડો નેમવામાં આવ્યો. એક દહાડે સાંજના લુટારો શૈખેદીન હસન પાશાને મળવા આવ્યો.

"નામદાર પાશા," લુટારો બોલયો, "તમે મારી મદદથી આ ગામના હાકમ થયાછો, અને તમે જાણો છો કે, હું તમને જો ઉઠાડી મુકવા માગું તો તેમ પણ કરીશકું. તમારૂં લશકર ફક્ત આઠ હજાર માણસનું છે અને હું તો સોલ હજાર લશકરનો સરદાર છું. આ બધું કહેવાનુ કારણ એટલુજ કે, મેં તમારી બહેનને જોઇ છે અને તેથી તેની સાથે પરણુવાનો મારો વિચાર છે. ત મારી થશેજ—તમે મારી માગણી નાપારી શકવાના નથીજ!"

"કંગાલ તું શું બોલેછે?" મારો ભાઇ ગુસ્સાથી પોકારી ઉઠયો, "તું એક લુચ્ચો જેના હાથ લોહીથી ખરડાયલા છે—જેણે હજારો વિધવાઓ અને છોકરાઓને રડાવ્યા છે—તેને મારી બેહેનપરણે? નહિ, કદી નહિ!"

"હુ પરણીશજ," લુટારો બોલ્યો.

"શેએદીન અલાલ, સાંભલ," મારા ભાઇએ કહ્યું "મને મદદ કરવાને માટે તને જેટલી રકમ મેં આપવા કહી છે તેથી બમણી તને આપીશ; પણતું કહે છે તેમ તો બનવાનું નથીજ.

"નહિ, તેમ નહિ બને, બાલકીશને હુ પરણીશજ." લુટારો બોલ્યો.

"હવે ચુપરહે!" હસન એમ બોલીને ઉઠયો અને તાલી પડીને ગુલામોને બોલાવ્યા, "ગુલામો, આ ચંડાને પકડો!"

હસનના ચાકરો લુટારાની આસપાસ ફરી વલ્યા પણ તેનાથી ન બીતાં તે બોલ્યો, "હાકમ, આ રણસીગડું જો હું ત્રણ વખત વગાડીશ તો તારે પસ્તાવું પડશે."

"તારેથી થાય તે કર, વગાડ તારૂં રણસીંગડું !" મારા ભાઇએ કહ્યું.

લુટારાએ જોરથી વગાડયું પણ બધું શાંત હતું. પછી તે બોલ્યો, "બીજી વખત વગાડું."

"હા, નિચ ગુલામ!" ભાઇ બોલ્યો. લુટારાએ બીજી વખત વગાડયું અને હવે માણસોનો અવાજ અને પગલાં સંભળાવા લાગ્યા.

"એનું માથું ઉડાડી નાખો!" હસને ગુસ્સાથી કહ્યું. પણ તેના હુકમનો અમલ થાય તેની આગમજ તો તેણે ત્રીજીવાર રણસીંગડું ફુકયું. જે માણસો આ-ટલીવાર હાકમના કહેવાતા હતા તેઓ બધા લુટારાની તરફ ફરી ગયા. હસન હવેજ સમજયો કે, તેના માણ સોને પણ લુટારાએ અગાઉથી ફોડી મુકયા છે. પછી શેખેદીન લુટારાએ આગળ આવીને મારા ભાઇને આ પ્રમાણે કહ્યું, "આપ નામદારે બેમાંથી એક ચીજ હવે પસંદ કરવાની છે. હમણાજ તમને ગાદી ઉપરથી ઉ-ઠાડીને આગલા હાકમ કરીમ અલીને ગાદીએ બેસાડીશ, નહિ તો તમારી બહેન તે સ્વર્ગની પરીની સાથે મને પરણાવો."

હવે મારા ભાઇને તરેહવાર વિચાર આવવા લા-ગ્યા. આખરે તેણે લુટારા પાસે ત્રણ દીવસની મુદત વિચાર કરવાને માગી લીધી. લુટારાએ તે આપી. તે ત્યાંથી ચાલતો થયો. અમારા માણસો પણ તેના દ-બાયલા હતા તેથી તેને તો પુરં વિશ્વાસ હતો કે, અમે ગામમાંથી બહાર જઇ શકવાના નથી. મારી દલગી-રીનો પાર ન હતો. મેં મારી બુધ્ધી ખોઇ દીધી

હતી. શું મારે નાપાડવી? ના પાડુ તો મારા ભાઇની ગાદી જાય અને મને જોર જુલમથી તાબે કરે. હા પાડું તો મારો આખો જન્મારો બગડે. આખરે મારા ભાઇના લાભ તરફ મારૂં મન વળ્યું. મેં લુટારા સાથે લગ્ન કરવાની હા પાડી. મારા ભાઈએ ત્રીજે દહાડે લગ્ન કરવાનો ઠરાવ કર્યો. લુટારાએ પોતાના બીજા માણસોને રજા આપીને ફકત છજ માણસોને પોતાની પાસે રાખ્યા હતા. પણ હવે મારા ભાઈના મનમાં બીજો વિચાર આવ્યો. તેણે પોતાની ગાદી અને મારી આબરૂ બચાવવાને વાસ્તે દગો કરવાનો વિચાર કર્યો. તે રાતની કતલનો વિચાર કરતાં મને ધ્રુજરી છુટે છે. મારા ભાઈએ મોટી ધામ ધુમ કીધી અને લગ્નની બધી તૈયારી કીધી. પેલો લુટારો તો ઘણો ખુશીમાં હતો તેણે કેફ પણ સારી પેઠે કર્યો હતો. આખરે લગ્ન થયા અને રાત ઘણી ગયાથી તેણે દાસીઓને હુકમ કર્યો કે, મને અંદરના ઓરડામાં લઇ જવી. હવે તો રીતસર મારે ગયા વગર તો છુટકો નહતો. પણ મારા ભાઈએ તરતજ દરખાસ્ત કીધી કે, છુટા પડતી વખતે હવે શ-રબતનો એકેક ગલાસ લેવો. લુટારા રોબેદીન અલા-લને તે વાત પસંદ પડી. બધાની આગળ ઝેર ભેલેલું એકેક પ્યાલું મુકવામાં આવ્યું અને રોબેદીને તે હાથ માં લઇને આ પ્રમાણે કહ્યું, "ભાઇઓ મારા લગ્નની ખુશાલીમાં આ પી જાઓ તમે જાણોછો આ માણસ જે હાકમ કહેવાય છે તે તો ફકત નામનોજ છે, પણ ખરેખરા રાજ કર્તા તો આપણે છીએ. લ્યો તેની ખુ-શાલી." એમ કહી તે પીગયો. તરતજ તેના છએ

સોબતી પણ પી ગયા. જરા વારમાંજ લુટારાનો ચહેરો કાલો પડી ગયો અને બીજીજ પલે જમીન ઉપર શબવત થઈ પડયો. " દગો!" એમ બુમ પાડીને તેના બીજા સોબતીઓ ઉઠયા પણ તેઓ તરવાર ખેંચે તેની આગમજ તે ઝેરની અસરથી મરણ પામ્યા એ પ્રમાણે એકજ દિવસમાં હું પરણી અને રંડાઇ, તેમછતાં પણ હજી સુધી કુમારકાજ્ઞું.

બીજે દિવસે મારા ભાઇએ લશકર એકઠું કીધું અને લુટારાઓ ઉપર ચઢી ગયો. ઘણા ખરા લુટારા માર્યા ગયા અને કેદ પકડાયા. પણ એક મોટી ટોળી હાથમાં ન આવી. મારા ભાઈએ તે ટોલી ને શોધી કાઢવાને ઘણા ઉપાય કર્યાં પણ ફોકટ. આખરે પોતાના મદદનીશને લશકર સોંપીને પોતે રાજ સંભાલવા પાછો આવ્યો.

પણ મેં મારો પ્યારો મુસતફા ખોયો હતો. તેને વાસ્તે શોધ કરવાને ઘણા માણસો મોકલ્યા પણ કાંઈ વલ્યું નહિ. તે કયાં પણ ન મલ્યો.

થોડા દિવસમાંજ અમને સમાચાર મલ્યા કે, લુટારાની બાકી રહેલી મોટી ટોલીએ આગલા હાકમ કરીમ અલીને બંદીખાનામાંથી છોડવીને પોતાનો સરદાર કર્યો છે. તેઓ શહેર ઉપર ચઢી આવતા હતા. મારા ભાઇ પાસે પુરતું લશકર ન હતું શહેરના લોકો લુટારાનું નામ સાંભલતાંજ કાંપતા હતા. તેથી શહેરમાં મોટી હોહા થઇ રહી. પણ મારા ભાઇએ હીમત રાખીને ગામમાંથી રૈયતને હથીઆર બંધાવીને પોતાના દેશનો બચાવ કરવાનો ઉપાય કર્યો. તેણે સોલ હજાર માણસને

હથીઆર બંધાવ્યા. તેઓ બધી જાતના ધંધાદારીઓ હતા. અલાની બંદગી કરીને તેઓએ કુચ શરૂ કીધી.

મારા મનમાં હજારો વિચાર આવવાલાગ્યા. હું દલગીરીમાં બેઠીહતી એટલામાં બાબા નામનો મારો વિશ્વાસુ ગુલામ મારી પાસે આવ્યો. તે બોલ્યો, "મારા થોડા શબ્દો સાંભળો. તમારા ભાઈને જીતવાની મુદલ આશા નથી માટે મનેતો એમ લાગેછે કે તમે અહીંથી છુપે વેશે નાશી જાઓ હું તમને કીલ્લાની બહાર મુકી આવીશ અને જો તમારો ભાઇ જીતશે તો પાછા લાવીશ"

"બાબા, તારી ઉપર મને વિશ્વાસછે. મારૂં જરીઆન છે તે બધું તું તારી સાથે લે" મે કહ્યું. બાબા જરીઆન લેવા ગયો. થોડી વારમાં તે જરીઆન સુધ્ધાં આવી પહોચ્યો. અમે તે અમારા શરીર ઉપર સંતાડીને ફકીરનો પહેરવેશ પહર્યો. અને ત્યાંથી નીકલી ચાલ્યા. બાબાએ મને સલામત ઠેકાણે મુકી. તેનો વિશ્વાસુ જે શહેરમાં તપાસ કરવા ગયો હતો તે ચાર કલાકે પાછો ફર્યો.

" થઈ ચુકયું નામદાર હસન ઇલહાજીબ પાશા કેદ પકડાયો." તે આવનારે કહ્યું.

"હવે આપણે અહાથી જવું જોઈએ" મેં બાબાને કહ્યું અને અમે ત્યાંથી ચાલી નિકલ્યા. મેં કોન્સ્ટન્ટીનોપ્લ તરફ જવાનો વિચાર રાખ્યો હતો. ત્યાં મારા વહાલા કારામુસતફાને મલવાની મને આશા હતી. પણ ત્યાં આવતાં મને ખબર મલી કે, મોટા વજીર અહમદ કીપ્રીલુ પાશાએ તેને કોઇ દુરના દેશમાં કામે મોકલ્યો હતો. સુલતાન એડ્રીઆનોપ્લમાં હતો અને મોટો વજીર પણ તેથી ત્યાંજ હતો તેથી મેં વિચાર્યું કે મુસતફા જ્યાં

મોટો વજીર હશે ત્યાંજ આવશે. કોન્સ્ટનટીનોપલમાં આઈશા નામની જે બુઢીસ્ત્રીને ત્યાં હું ઉતરી હતી તેણીએ મારી સાથે આવવા માગ્યું. મેં તેને સાથે લીધી અને અમે ધરેલે મુકામે આવ્યા. અમને આવે થોડા મહીના થયા પછી એક દીવસે ઓચીંતી ખબર આવી કે. રૂશીઆ અને જરમની ચઢી આવે છે. સુલતાને લશકર તૈયાર કર્યું અને એક લાખ પચાશ હજાર માણસે કુચ શરૂ કીધી હું પણ લશકરની સાથેજ ગઇ. આ લશકરમાં મોટા વજીરની બાજુમાંજ મેં મારા વાહાલા કારા મુસતફાને દીઠો. મારા રહેઠાણમાં આવી મેં તેની ઉપર કાગલ લખ્યો કવાયદ પુરી થઇ રહ્યા પછી તે મારી પાસે આવ્યો. આહાહા ! કેવી ખુશીથી મેં મારો બધો હેવાલ તેને કહ્યો ! પણ તે મારી તરફ અગાઉ જેવા હેતથી જોતા નથી એમ મને લાગ્યું. તેની ચાલ ચલણ બદલાયલી લાગી. તો પણ હું તેને ચહાતી હતી, તેણે મને પરણવાનું વચન આપ્યું અને મને જણાવ્યું કે મોટા વજીર અહમદ કીપ્રીલુના મરણ પછી તેનેજ તે જગા મલશે. તેણે પોતાના કામોનું વર્ણન કરીને છેલે કહ્યું. "બાલકીશ, જ્યારે હું તારાં ગામમાં હતો ત્યારે મારો સ્વભાવ જુદી રીતનો હતો. તે વખત સુધી હું પરણ્યો નહતો. પણ તારી સાથેજ પહેલ વહેલો પરણવાનો મેં વિચાર કર્યો પણ જે વખતે શેમ્સેદીન સાથે પરણવાને તું તૈયાર થઈ, તે વખતે મારૂં દીલ ખાટું થયું. મેં ત્યાંથી દુર થવાનો નિશ્ચય કર્યો અને કોન્સ્ટનટીનોપલ આવ્યો. ત્યાં મોટા વજીરની મેહેરબાનીથી મને શહેર સુબાની જગા મલી. સુબો આખરે મોટા વજીર થાય."

તેણે જતી વખતે મારો હાથ ચુમ્યો અને બીજે દહાડે આવવાની કબુલાત આપી. બીજે દિવસે મે મારો સૌથી સરસ પોશાક પેહેર્યો અને મુસતફાના આવવાની રાહ જોતીબેટી. બહાર કોઇના આવવાનો અવાજ થાયતો હું મુસતફા આવ્યો એમ સમજતી. આખરે નિચેનો દરવાજો ચાફ્લાવાનો અવાજ આવ્યો અને દાદર ઉપર કોઇના પગનો અવાજ સંભલાયો. પણ તે તો કોઇ પારકો ધણી હતો. તેના પોશાક ઉપરથી તે ખ્રિસ્તી લાગતો હતો. પણ ખ્રિસ્તીઓ સાથે મને સહવાસ ન હોવાથી તે કઇ પદવીનો હતો તે હું જાણી ન શકી. પણ તેનીસાથે મારે વાતો થઇ તેથી મેં જાણ્યું કે, તે પોલાંડનો રહેવાશી હતો અને તુર્કી તેમજ સીરીઅન ભાષા પૂર્ણરીતે બોલી જાણતો હતો તેણે મને કહ્યું, ગઈ રાતના મુસતફા મને રસ્તામાં મલ્યો અને એકદમ મારી ઉપર હલો લઇ આવ્યો. પણ તે જખમી થયો અને મને એક વીંટી આપીને તમને કહેવરાવી મોકલ્યું કે, તમારી મુલાકાતે કાલે તે આવી શકનાર નથી." મેં પેલા ખ્રિસ્તીનો ઉપકાર માન્યો અને તે ત્યાંથી ચાલતો થયો. મેં મુસતફા ઉપર કાગલ લખ્યો અને તેનો મને જવાબ મલ્યો. દરરોજ હું કાગલ લખતી અને તેની હાલત સુધરવાના સમાચાર દરવખતે લખતો. થોડા દાહાડા પછી તેણે એક દિવસે મને બીજે દહાડે તે મલવા આવશે એમ લખ્યું અને પોતાના લખ્યા પ્રમાણે તે આવી ઉભો તે ઘણો નબલો પડીગયો હતો, પણ તેને જોઇને મને જે ખુશી પેદા થઇ તેનું વર્ણન લખવાની મારી શક્તિનથી. પેલા પોલસાથે તેને લડાઇ કેમ થઇ તેનું વર્ણન આપતાં તેને જણાવ્યું

કે, છેડતી પણ તેની તરફથીજ થઈ હતી અને જ્યાં સુધી તે (મુસતફા) તેની ઉપર ધસી નહોતો ગયો ત્યાં સુધી તે (પોલ) પોતાનો બચાવ કરતો હતો. આ બધી વાતો કરતી વખતે મુસતફા લગ્ન સંબંધી એક શબ્દ પણ બોલ્યો નહતો. તે દરરોજ મને મલવા આવતો. એક દિવસે તે વહેલો મલવા આવ્યો. તે ચીંતાતુર દેખાતો હતો. મેં તેનું કારણ પુછ્યું.

"મારે તને છોડી જવી પડશે." મુસતફાએ જવાબ આપ્યો.

"મને છોડી જશો? તમારી બાલકીશથી હમેંશના છુટા પડશો ?" મેં રડતી આંખે પુછ્યું.

"તને છોડી જવાને હું ખુશી તો નથી." તે બોલ્યો.

"ત્યારે તમે શામાટે જાઓછો—તમે સુખી નથી? શું તમે મને નથી ચહાતા કે હું તમને નથી ચહાતી? મે કહ્યું.

"મારે ફરજને માટે લડાઇમાં જવું પડેછે." તેણે ઉતર દીધો.

હવે મને સમજણ પડી. લશકર કુચ કરી જવાની તૈયારીમાં હતું. પોલાંડનો રાજા જાનસોબાસ્કી પોતાના લશકરનો સરદાર હતો. તે ઘણોજ શુરવિર હતો. બહાર પડઘામનો અવાજ થયો અને મુસતફા રાતના મલવાની કબુલાત આપીને ચાલ્યો ગયો. રાતના તે આવ્યો. તેણે મને પોતાની સાથે લશકરી છાવણીમાં આવવાનું કહ્યું. મને હવે ખુશાલી ઉત્પન થઇ. મેં તેની સાથે તે જ્યાં જાય ત્યાં જવા કબુલ્યું. તેણે તૈયાર થઇ રહેવાનું કહ્યું. તેણે સવારના આવવાનું કહ્યું. સવારના તે આવ્યો અ-

ને મને પોતાના તંબુમાં લઇ ગયો. કારા મુસતફા મોટો અમલદાર હતો તેથી તેને બે તંબુ રોકવાનો હુકમ હતો. એકમાં પોતે રહ્યો અને બીજામાં મને રાખી. મારે વાસ્તે પાલખી રાખવામાં આવી. લશકરે કુચ કરી અને પોલાંડની હદ સુધી અમે આવી પહોંચ્યા. ત્યાં આવ્યા પછી બાબા આજારી પડયો અને મરી ગયો. લડાઇ તો શરૂજ હતી. એક દિવસે મુસતફા આવ્યો અને મને ત્યાંથી બીજે ઠેકાણે લઇ જવાની માગણી કીધી. તે જયાં લઈ જાય ત્યાં જવા મેં કબુલ્યું. તે ઘણોજ ખુશી થયો. પણ તે અંદરખાનેથી ખુશી ન હતો. ખુશી દેખાવાને તે કોશેશ કરતો. અમે ઘોડે બેઠા અને અડધા કલાકમાં એક કીલ્લા આગલ આવી પહોંચ્યા. આ કીલો પડી ભાંગેલી હાલતમાં હતો પણ તેમાંના કેટલાક ઓરડા હજી સહીસલામત હતા. અમે તેની અંદર દાખલ થયા અને એક સણગારેલા ઓરડામાં કારા મુસતફા મને લઇ ગયો. ત્યાં મને કોચ ઉપર બેસવા કહી પોતે બહાર ગયો. તેના ગયાને ઘણો વખત થયા પછી કોઇના પગલા સંભલાયા. કોણ છે તે જોવા હું ઉઠી. મુસતફાને બદલે તે કોઇ અજાણ્યો હતો. પહેલીજ નજરે મેં જોઇ લીધુ કે, તે મુસલમાન હતો અને ઉમરે વૃધ્ધ છતાં ભપકાદાર પોશાક પહેર્યો હતો. તે આવીને કોચ ઉપર બેઠો. તણે મને પ્યારથી બોલાવી અને હું સુલતાનના જનાનાને લાયકની છું એમ કહ્યું. તે મારી અગલ ઘુટણ મંડીએ પડયો અને મારા કાલા વાલા કરવા લાગ્યો.

"કંગાલ, તું કોણ છે? શું કારા મુસતફાએ મને વેચી નાખીછે?" મે કહ્યું

"સુંદરી, એમજ છે! તેણે તને માટે સ્વાધીન કીધી છે." તે બોલ્યો.

"કારા મુસતફાએ મને વેચી! મેં ચીશ પાડી અને મારા હાથોમાં મારૂં મોઢું છુપાવ્યું.

"પણ એમ ઢોંગ કરવાથી તને હું છોડનાર નથી," તે પારદો બોલ્યો અને જોકે તે વૃધ્ધ હતો તો પણ સિંહના જેવા જોરથી તેણે મારો હાથ પકડયો.

"તારી સુંદરતા વિષે મુસતફાને મોઢે મેં સાંભળ્યું હતું. તેથીજ મેં તેની સાથે તારો સોદો કર્યો. માટે હવે તું મારે તાબેથા નહી તો નહિતો હું તને જોર જુલમથી મારે તાબે કરીશ."

"દયાકરો—મારી ઉપર દયાકરો!" મેં બુમ પાડી.

"દયા શી ચીજ છે તે હું મુદલ જાણુતો નથી મારા દીલમાં દયા નથી પણ પ્યાર છે." તે દુષ્ટ એમ બોલતાંજ ઉઠયો અને મને હાથમાં પકડી લઇને જોરથી દાબવાની કોશેશ કીધી. મારા બધા જોરથી હું તેની સામે થઇ. મેં ચીશો પાડી. આ ચીશો કીલા બહાર સંભલાય એવી હતી. ઇશ્વરના કરવાથી તેજ વખતે બહાર ઘોડાના પગલા સંભલાયા. પેલો ધણી હજીતો તે કોણ છે તે જોવા બારી આગલ જાય એટલામાં તો એક ખ્રિસ્તી સરદાર ભપકાદાર પોશાક પહેરેલો ઓરડામાં દાખલ થયો. તેણે હાથમાં ઉઘાડી તરવાર પકડી હતી તેની પાછલ તેના થોડા માણસો ચાલતા હતા. પેલા ખ્રિસ્તીએ દાખલ થતાંજ મને જોઇને બુમપાડી. મેં પણ તેજ પલે તેની સામે જોયું. તરતજ મેં તેને ઓલખ્યો કે, એ તેજ પોલ હતો જેણે કારામુસતફાને ઘાયલ કરી ને તેનો

સંદેશો મને પહોંચાડયો હતો. હું તેના આગલ ઘુટણ મંડીએ પડી, અને મારો બચાવ કરવાને તેની વીનતી કરી.

"સુંદરી, તણે કોણ દુઃખ આપેછે!" તેણે મારો હાથ પકડી ઉઠાડી ને કહ્યું.

"તને વચમાં પડવાનો શોહકછે!" પેલા મુસલમાને તેને પુછયું.

"પકડો પેલા લુચ્ચાને!" પોલે હુકમ આપ્યો અને તેના માણસો પેલા જુલમી મુસલમાનને પકડવા ચાલ્યા.

"તું કોને ઇજા આપેછે તે સંભાલજે!" પેલાએ કહ્યું.

"અમે પેલી નીરાધાર સ્ત્રીનો બચાવ કરવા વાસ્તેજ તને પકડીએ છીએ. કોલકરારનો ભંગ કરતા નથી. ચાલો એને પકડો!" પોલ સરદાર બોલ્યો.

"તેવી તને સતા નથી." પેલો મુસલમાન તુર્કી હીરા જડીત તરવાર કાઢતાં બોલ્યો.

"મને બધી સતા છે! તું પેલા મુસલમાની લશકરનો સરદાર હોય તો પણ શું થયું!" પોલ સરદારે કહ્યું.

"હું ખરૂં કહું છું કે, એમાંથી પરીણામ સારૂં થવાનું નથી." પોતાની તરવાર મ્યાનમાં નાખતાં તે મુસલમાન બોલ્યો. "મારા દીલના જુસ્સાએ તે સુંદરી તરફ ગેરવર્તણુંક ચલાવવાને મને ઉશકેર્યો હતો. પણ તેણીએ તે કબુલ ન કરતાં એક એવા તરફ નાફરમાન થઇછે કે, ફકત એકજ માણસ આ પૃથ્વી ઉપર તેને ક્ષમા કરી શકશે. હું તુર્કી લશકરનો સેનાધિપતિ અહમદકીપ્રીલુ મોટો વજીર છું!"

તેનું નામ સાંભલતાંજ અમારી ઉપર એક જાતની અસર થઇ. પેલા પોલ સરદારે પોતાના માણસોને દુર ઉભા રહેવાનો હુકમ કર્યો. પછી મોટા વજીરને એક બાજુ લઇ જઇને તેણે થોડી મીનીટ તેની સાથે વાતો કરી. પછી તેઓ પાછા મારી પાસે આવ્યા અને વજીરે પોતાની ચાલ માટે મારી પાસે માફ માગી. અને જ્યાં મારે જવું હોય ત્યાં પહોંચાડવા કબુલ કર્યું. મેં પાછી છાવણીમાં આવવા અરજ કીધી.

"કારા મુસતફા આગલ પાછી જવા!" આશ્ચર્ય પામીને વજીરે પુછયું. મેં હાપાડી. પણ હવે તેના તરફ મારો આગલો પ્યાર રહો ન હતો. મેં પેલા પોલનો ઉપકાર માન્યો અને અહમદઅલીની સાથે ચાલી હું પાછી છાવણીમાં આવી અને કારામુસતફાના તંબુમાં દાખલ થઇ. ત્યાં કોઇ ન હતું. હું કોચ ઉપર બેઠી વેર-લેવાને વિચાર કરવાલાગી. થોડા વારમાં તંબુની બહા-રથી અવાજ આવ્યો અને છગુલામો કારામુસતફાને શ-બવત લઇ આવ્યા. અને કોચ ઉપર તેને મુકીને મને નમનતાઇથી અરજ કીધી કે, મારા પતિ (તેઓ મને તેની સ્ત્રી ધારતા હતા તેથી) ની બરદાસ્ત બરોબર કરવી. તેમને મોઢે મેં સાંભલ્યું કે પોલ અને તુર્કીઓ વચ્ચે એક લડાઇ ઉઠી અને તેમાં મુસતફા ઘાયલ થયો હતો. તેઓને મેં જવાની રજા આપી. પછી મેં તેનું વહેતું લોહી લુહીનાખ્યું અને તેને શુધ્ધીમાં લાવ-વાની કોશેશ કીધી. તમે પુછશો કે, હમણાજ હું વેર લેવાની તજવીજ કરતી હતી અને તરતજ પાછી તેને શુધ્ધીમાં લાવવાની કોશેશ કરવા લાગી એશું? તેને

આવી હાલતમાં જોઇને મારૂં વેર પુરૂં થયું એમ મને લાગ્યું. તેથીજ મેં તેમ કીધું. કદાચ મેં તેની છાતીમાં ખંજર માર્યુ હતે. પણ નહી! મારા દીલમાં પ્યારનો જુસ્સો એકા એક સળગી ઉઠયો. પાંચમે દહાડે શુધ્ધીમાં આવ્યો. વળી પાછો વેર મારામાં પેદા થયો. મે ધા કરવાનો વિચાર કર્યો. પણ નહી! શરમ શી ચીજછે તે તેને દેખાડવાને વાસ્તે મેં તેને જીવતો રાખ્યો. તેણે મારી તરફ જોયું અને પાછો બેશુધ્ધ થઈ પડયો. થોડી વારે તે પાછો હુશીઆર થયો અને મારી તરફ જોઇને બોલ્યો, "બાલકીસ, ખરે ખર તુંજ છે કે? તુંજ મને સાજો કરવા આવી? આહાહા! પણ જ્યારે તું મારી વાત સાંભલશે ત્યારે મને ધિક્કારવાની નથી.!" મેં ધ્યાનથી તે શું કેહતો હતો તે સાંભલવા માંડયું. "બાલકીસ, મોટા વજીરા આગળ તારા મેં ઘણા વખાણ કર્યા હતા. હું તેનો કરજદાર હતો. મેં જે શરમભરેલો રસ્તો પકડયો તે પકડવાની મને દુઃખદાયક ફરજ પડી હતી. તું જાણેછે, બાલકીસ, કે, મારૂં કરજ સરકારી હતું. સરકારી કરજ તેની મુદતમાં ભરવું જોઇએ. નહિતો માથું જલાદને હવાલે કરવું પડે. મોટા વજીરે મારી પાસે તારી માંગણી કીધી. મેં તને તેના હાથમાં સોંપવાનો ઠરાવ કર્યો. જો ના પાડું તો તે મારૂં માથું ઉડાવી નાખીને તને લઇ લે. પહેલાં તો મેં આનાકાની કરી, પણ આખરે હા પાડી. પણ મને કહે કે, તું અહીં પાછી કેમ આવી?" મેં મારૂં બધું ધ્યાન કારામુસતફા આગળ કર્યું. જ્યારે મેં પેલા ઉમરાવ પોલ

સરદારનું વર્ણન કર્યું ત્યારે તે ચોંકીને બોલ્યો કે, તેણે-જ મને ઘાયલ કર્યો હતો. જ્યારે અમારે લડાઇ થઇ ત્યારે અંધારૂં હતું તેથી તેનું મોઢું હું જોઇ શક્યો નથી, પણ જ્યારે હું તેને કોઇ અજાયબ જેવા બનાવથી ઓળખીશ ત્યારે મારૂં વેર લીધા વગર રહેવાનો નથી.

મેં કહ્યું કે, તે તેજ યોધો હતો જેણે તને એડ્રીઆનોપ્લમાં પહેલી વાર ઘાયલ કર્યો હતો. આ સાંભળી ને તે બોલી ઉઠયો, "ઇનશાલાહા ! મેં તે વખતે પણ તેનો ચહેરો મુદલ દીઠો નહતો." તે ઉશ્કેરાઇ ગયો હતો તેથી તેને શાંત થવાને મેં તેને સમજાવ્યું, પણ તેણે આમ બે વખત અપમાન ખમ્યું હતું તેથી તે શાંત થઇ ન શક્યો. તેના ખુલાશાથી મેં પણ વેર લેવાનો વિચાર માંડીવાલ્યો વખત જતા તે બનાવ મારા મનમાંથી નિકલી ગયો. તે હજી નબલો હતો પણ મેં તેની ચાકરી કરી ને જીંદગી બચાવી તેથી વારંવાર મારો ઉપકાર માનતો. તેણે પાછો આગલો પ્યાર દેખાડવા માંડયો અને હું થોડા દિવસમાં સુખી થઇશ એમ મને લાગ્યું.

થોડા વખત પછી પોલાંડ સાથે સલાહ થઈ અને કારામુસતફાને મોટા પાશાનો ખેતાબ મલ્યો. તેને હવે તો અહમદકીપ્રીલુના મરણ પછી મોટો વજીર થવાની અને સુલતાનની છોકરી સાથે પરણવાની આશા વધી. તેણે મને તે વાત કહી. હવેજ મને સમજણ પડી કે, મુસતફા મારી સાથે લગ્ન કરવાને આટલા વખત સુધી નારાજી હતો. જોકે તે હજી પાશાની પદવી ઉપર હતો અને મોટો વજીર થતાં સુલતાન તેને પોતાની છોકરી પરણાવે. પણ તેણે અગાઉ જો સ્ત્રી કીધી ન હોયતો

જ તે બને. મેં તેને હવે મારા મનનો શક જાહેર કર્યો અને તેના બદલામાં તેણે મને ઠપકો દીધો–તેણે મને ધિક્કારી. મેં તેની ઉપરની મારી સતા હવે પુરી થયલી ધારી.

અમે કોન્સ્ટનટીનોપલમાં પાછા આવ્યા અને ત્યાં તેણે એક મહેલ ખરીદીને કેટલાક ચાકરનફરો રાખ્યા અને ગુલામો ખરીદયા. તેણે સુલતાનની છોકરી સાથે વિવાહક ર્ક્યો, અને મને તેની રાખેલીનો ખેતાબ ધારણ કરવો પડયો. પણ હવેતો તે મારી સાથે માનથી વર્તતો હતો. તે જ્યારે મને મલવા આવતો ત્યારે દુર બેશીને વાતો કરતો. હવે તે મોટો પાશા થયો હતો તેથી મારા ભાઇની શોધ કરવા વાસ્તે કહ્યું. તેણે શોધ કરાવી પણ એટલુંજ માલમ પડયું કે, કરીમઅલી ત્યાંનો હાકમ હતો અને મારો ભાઈ હસનઇલહાજીબ ક્યાં હતો તે કોઇ જાણતું ન હતું.

થોડા વખત પછી અહમદકીપ્રીલુ મરણ પામ્યો અને કારામુસતફા પાશા મોટો વજીર નેમાયો. તેણે હાલનો મહેલ ખરીદયો અને મોટા ભપકાથી એશઆરામમાં રહ્યો. ખરૂં પુછો તો તેની ચઢતી, જે દોલત હું મારા દેશથી લાવી હતી તેથી થઈ હતી. તેનો પણ વિચાર ન કરતાં તેણે મને મોતની શિક્ષા કરી હતી. જે દહાડે તેણે મને શિક્ષા કરી તેની પંદર દહાડા અગાઉ મને એક કાગલ મલ્યું. એક વૃદ્ધ ખોજાને લાંચ આપીને તે મને મોકલવામાં આવ્યું હતું. મેં તે ઉખેડીને વાંચ્યું. તે મારા ભાઇ હસનઇલહાજીબનું હતું. તેની નકલ આ પ્રમાણે છેઃ—

મારી વહાલી બહેન–નશીબ જોગે મને મોટી

દોલત મલીછે. અને તે મારી વહાલી બહેન બાલકીશ સાથે ભોગવવાનો મારો ઇરાદો છે. પણ તે મને કેમ મલી અને હું લડાઇમાંથી કેમ બચ્ચો તે તને જણાવુંછું.

જે દહાડે કરીમઅલી સાથે લડાઇ થઈ તે દહાડેજ હું હાર્યો અને કેદ પકડાયો. કરીમઅલીએ તો મને મારી નાખીને પછીજ શહેરમાં દાખલ થવાનો વિચાર રાખ્યો હતો. તેણે મને મારી નાખવાની તૈયારી કરવાનો હુકમ આપ્યો. જલાદ હાથમાં તરવાર લઇને આવ્યો અને હુકમની રાહ જોતો ઉભો. પણ મેં મારો જીવ બચાવવાની એક છેલી કોશેશ કરવાનો ઠરાવ કર્યો। મને જે દોરડાથી બાંધ્યો હતો તે મેં તોડી નાખ્યો અને કરીમઅલીને ધક્કો મારી તેનાજ ઘોડા ઉપર બેશી વીજળીની ઝડપે કોઇ મને પકડવા આવે તેની અગાઉતો નાશી ગયો. હું શહેરમાં દાખલ થયો અને જે લશકર શહેરના બચાવ વાસ્તે રહ્યું હતું તેની મેં સરદારી લીધી. મહેલમાં મેં તારી શોધ કીધી પણ તું મને મલી નહિ. આખરે એક માણસ તારૂં કાગલ લઇ આવ્યો તેની ઉપરથી મારી ખાત્રી થઇ કે, કારામુસતફા નો શોધ લાગ્યાથી તું બાબા સાથે કોન્સ્ટનટીનોપ્લ ગઇછે.

લુટારાઓએ શહેરનો ઘેરો ઘણા લાંબા વખત સુધી ઘાલ્યો પણ આખરે જ્યારે દુકાલ પડયો ત્યારે મેં બધા લશકરને એકઠું કરીને કહ્યું કે, હવે તમે કરીમઅલીને તાબે થાવો પણ તેઓ તો મારીસાથે તેમની સામે લડીને જીવ આપવા તૈયાર થયા. ના હક તેમના જીવ ખોવાનું મને સારૂં ન લાગ્યું, તે રાતના હું નાશી ગયો. પણ કરીમઅલીની એક તુકડી એ મને પક-

ડી લીધો અને પાછો કરીમઅલી આગળ લાવ્યા. તેણે મને કેદખાનામાં પુરાવાનો હુકમ કર્યો. થોડા દહાડા ગયા પછી વળી પાછો મને મારી નાખવાને બહાર કાઢવામાં આવ્યો, પણ લોકો ઉશકેરાઇ ગયાથી કરીમઅલીએ મને પાછો કેદખાને મોકલીને લોકોને કહ્યું કે, સુલતાનનો હુકમ આવ્યા સુધી તેને મારવા નહિ આવે. લોકો આથી સંતોષ પામ્યા. સુલતાનની બીકથી કે, પછી પોતે આ પેલા વચનથી કોણ જાણે શાથી–તે મારી ઉપર વેર લઈ ન શક્યો. પણ તે મને કેદખાનામાં ખાવાને ખોરાક હલકો આપતો હતો. આ પ્રમાણે એક વરસ થઇ ગયું. એક દહાડો તે મારા બંધીખાનામાં આવ્યો.

"હસન," તે બોલ્યો, "હું તારીસાથે સલાહ કરવા આવ્યો છે, આપણી આગલી દુશમની ભુલી જઇએ. તને છુટાપણું આપીને પછી તને મારી ચાકરીમાં મોટો ઓધો આપીશ."

"જુલમી!" હું પુકારી ઉઠયો, "તારે હસન ઈલ હાજીબ સાથે શું કામ છે?"

"દુનીઆમાં શત્રુતા કાંઇ હમેંશ સુધી રહેતી નથી," તે બોલ્યો.

મારા હાથ પગમાં બેડી છે સુધી હું તારીસાથે કાંઇ વાત કરી શકતો નથી."

"સિપાઇઓ, એને છુટો કરો!" કરીમઅલીએ હુકમ કર્યો અને મારી અજાયબી વચ્ચે મને છુટો કરવામાં આવ્યો. પછી તે મને પોતાના ખાનગી ઓરડામાં લઇ ગયો. ત્યાં મને બેશાડીને તે આ પ્રમાણે બોલ્યો. "હસન, સાંભળ. તારા બાપના એક ગુલામને મોઢેથી મેં સાંભળ્યું છે કે, તારા ઘરમાં તારા બાપદાદાનો છુ-

પાવેલો ખજાનો છે. મેં તે શોધી કાઢવાને ઘણી મહેનત કરી પણ તે મને મળતો નથી. મારા લશકરને પગાર આપવાને મારી પાસે પૈસા નથી, તેથી તે પૈસા મને કામ આવશે. માટે તું મારા સિપાઇઓને લઈ જઇને તે અત્રે લાવ."

આ ખજાના વિષે મને મુદલ ખબર નહતી. પણ કદાચ કાંઇ હીકમત કરીને હું નાશી જાઉં એવા વિચારથી હું જુઠું બોલ્યો.

"કરીમઅલી," મેં કહ્યું, "મને તેની ખબર છે. મારો બાપ તે છુપું ઠેકાણું મને બતાવી ગયો છે. પણ તે ઠેકાણું કોઇને ન બતાવવાના મેં સોંગન લીધાછે."

"તું મારૂં કહેવું કબુલ કરેછે?" કરીમઅલી બોલ્યો.

"હા, આ પલેજ મારા બાપીકા ઘરમાં જઇને તે લઇ આવવા તૈયાર છું." મેં કહ્યું. હું જાણતો હતો કે, મારી સાથે સિપાઈઓ આવશે તોપણ કોઇ યુક્તિથી છટકી જઈશ એમ મને લાગ્યું.

"નહિ, નહિ, હમણા નહિ. મધરાતના તું જજે. મારા છ સિપાઇઓ તારી સાથે આવશે. તે બહાર ઉભા રહેશે. છુપા ઓરડામાં કોઇ નહિ આવે". કરીમઅલી બોલ્યો, અને મેં તે કબુલ કર્યું. મને એક ઓરડામાં બસાડવામાં આવ્યો, મધરાતના છ સિપાઈઓ મારા ઓરડામાં દાખલ થયા અને મને પોતાની સાથે આવવા કહ્યું. હું તેમની સાથે જવા ઉઠયો અને તેઓ મને અજાણ્યા રસ્તામાંથી લઈ જવા લાગ્યા. આહાહા! પણ જયારે હું મારા બાપીકા ઘર આગલ આવી પહોંચ્યો ત્યારે મને કેટલી ખુશી પેદા થઇ હશે! મેં સિપાઇ

ઓ પાસે કોદાળી માગી લીધી અને અંદર દાખલ થયો. ઓચીંતો મને એક પોકલ અવાજ સંભલાયો. કોદાળી અફળાઇ તેનો તે અવાજ હતો. મેં તેજ ઠેકાણે કોદાળી પાછી અફાલી અને તેવોજ અવાજ આવ્યો. આ ઠેકાણેની જમીન પોકલ છે એમ મને જણાયું. તે ઠેકાણે ભીંતમાં લોખંડનું એક કડું મેં દીઠું. તે ઉઘાડવાની મેં જુદી જુદી રીતે કોશેશ કીધી. આખરે તે ફર્યું અને જમીનમાં એક છુપો ભોંયરો મને દેખાયો. ભોંયરામાં ઉતરી મેં તે અંદર બંધ કર્યું. ત્યાં લોખંડની એક પેટી મુકેલી મને દેખાઇ. તે ઉઘાડતાં અંદર સોનાના તરેહવાર સીક્કા અને એક કોથળી ઝવેરાતની મલી. સીક્કા ત્યાંજ રહેવા દઇ પેલી ઝવેરાતની કોથળી લઇને તે ભોંયરામાંથી બહાર નિકલ્યો અને છુપે રસ્તે બાગમાં નિકલી ચાલ્યો. તરતજ બાગની ભીંત કુદાવી બહાર પડયો. અને સવાર પડતાં તો બીજે ગામ જઇ પહોંચી એક ઘોડો ખરીદયો. અને કોન્સ્ટનટીનોપલમાં આવ્યો. અહીં મને તારે વિષે ખબર મલી. મેં કારામુસ્તફા આગલ તને મલવાની રજા માંગી. પણ તેણે મને ધક્કા મરાવી કાઢી મુકાવ્યો. મેં સુલતાનની દાદ માગી. તેણે મને હેલેબનો હાકમ કર્યો. મુસતફાએ તે પરવાનો મોકલ્યો અને હું તરત હંકારી ગયો. પછી થોડા દહાડામાંજ પાછો ફર્યો. તને મલ્યા શિવાય હવે હું આ શહેર છોડવાનો નથી.

હુસનઇલહાજીબ

આ કાગલના જવાબમાં મેં મારા ભાઇને મારો બધો હેવાલ લખી મોકલ્યો. તેની અંદર તેને મને આવી મલવાનું પણ જણાવ્યું. મુસતફાનો બાગ મેં

પસંદ•કીધો વખતસર તે મને આવી મલ્યો. મેં તેને હવે માંડીને બધો હેવાલ કહ્યો. તેણે મુસતફા ઉપર વેર લેવાના સોગન ખાધા. જરા વારમાંજ મહેલમાંથી કેટલાક ખોજાઓ નિકલી આવ્યા. હું બેશુદ્ધ થઇ પડી. હસન જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો નાશી ગયો. ખોજાઓ મને કારામુસતફા આગલ લઇ ગયા. તેમણે હું ક્યાં હતી બધું કહ્યું. મુસતફાએ મને મારી નાખવાનો વિચાર કર્યો. પછી શું બન્યું તે તમે જાણોછો.

---

## પ્રકરણ ૩૫ મું.

### છુટકો.

કારામુસતફા જંગલમાં લુટારાને હાથે સપડાઇ ગયો. ત્યાં લીઝીંસ્કી પણ અગાઉથી સપડાઇ ગયો હતો. લુટારાનો સરદાર મુસતફાનો વેરી હતો. તેણે મુસતફાને ફાંસીની સજા કરી. મુસતફાએ પોતાના વેરી નામ જાણવા માંગ્યું પણ તે જાણી ન શકયો. લીઝીંસ્કીએ તેને નસાડી મુકવાને યુક્તિઓ કરવા માંડી પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. આખરે તેમને ગરદન મારવા કાઢયા. ત્યાં વોલેશીઆનું લશકર આવી પહોંચ્યું. તેણે મોટા વજીરને બચાવ્યો.

મોટા વજીરે લીઝીંસ્કી અને હેત્રીને છુટા કીધા. તેઓ બેઉ કેટલીક મુશકેલીઓ ખમતાં પોલાંડ જઇ પહોંચ્યા. પોલાંડના લશકરમાં હેત્રી જોડાયો. રાજા જાનસોબાસ્કી પોતાનું લશકર લઇને ચઢી આવવા માગતો હતો.

---

## પ્રકરણ ૩૬ મું.
## સરહેન્ત્રી બીસોવીઝ.

તુર્કી અને રૂશીઆ સામે પોલાંડની લડાઇમાં હેન્ત્રીએ ઘણી બહાદુરી બતાવી. સોબીસ્કી તેની બહાદુરીથી એટલો તો ખુશી થઇ ગયો કે, તેને સરનો ખેતાબ આપીને ઉમરાવની પદવીએ ચઢાવ્યો. હા, પણ હેન્ત્રીનું ધ્યાન એક જણાની ખોલ કરવા પાછલ ઘણું લાગ્યું. તે બાલકીસ હતી. બાલકીસ હજી તેના ધ્યાનમાંથી ખશી ન હતી. બાલકીસ જીવતી છે એમ મોટા વજીર કારામુસતફાની ખાત્રી થઇ ચુકી હતી. એક દહાડે લાગ જોઇને વજીર તેને એક ખીણમાં ઉચકી ગયો. આ ખીણ એક ગુફા હતી ત્યાં પોતે છુપે વેશે આવ્યો. તેણે બાલકીસ સાથે વાતચીત કર્યા પછી પુછ્યું, "બાલકીસ, તું ધ્રુજેછે?"

"નહિ, તું ધ્રુજેછે!" બાલકીસે જવાબ આપ્યો.

"હું તને મારી નાખીશ એમ તું જાણેછે. મોતથી તું બીહે છે." વજીરે પુછ્યું.

"મુસતફા, એક નબળી સ્ત્રીથી તું બીહેછે." તે બોલી.

"હું કોઇ પણ માણસ જાતથી બીતો નથી."

"હું પણ નથી બીતી."

આ બે આશુકમાશુકો જેઓ એક બીજાને ખરા પ્યારથી એક વખતે ચહાતા હતા તેઓ એક બીજા સામે આંખો કાઢીને જોવા લાગ્યા.

"બાલકીસ, જો તું નાશી જવા માગશે તો હું તને મારી નાખીશ." મુસતફાએ થોડી વાર રહીને કહ્યું.

"તારી પાસે હથીઆર નથી, પણ મારી પાસે

આ રહ્યું." એમ કહી તેણીએ એક ઝીણું ખંજર કાઢયું. કારામુસતફાએ જોયું કે, તે ઘણો ખરો તે સીરીઅન બીના હાથમાં હતો. તેણે આનાકાની કરવા માંડી.

"ચલાવ આવીજા." બાલકીસે કહ્યું.

"મારા જોર આગલ તારૂં બલ શું કામ આવશે?" મુસતફાએ કહ્યું.

"મારૂં ખંજર તીણુંછે અને ફટકો કદી ખાલી જતો નથી," બાલકીસ બોલી. મુસતફા તેણીની પાસે જઇ ન શકયો. તેઓ દુરથીજ આંખો કાઢતા ઉભા રહ્યા. તરતજ દુરથી વાજાનો અવાજ સંભલાયો. મુસતફાએ જાણ્યું કે, કોઇ લશકર કુચ કરી જાયછે. તેની સાથેજ બીજા માણુસોના પગલાનો અવાજ સંભલાયો. તેઓ તુર્કી ન હતા. બીજી બાજુએ ઝાડીમાં બીજો ખડખડાત થવા માંડયો. લશકરના વડાએ મોઢા વજીર અને બાલકીસને ઓલખ્યાં. તેના મોઢામાંથી ખુશાલીનો ઉદ્દગાર નિકળી ગયો. તેની ખાત્રી થઇ કે, બાલકીસ જોખમમાં હતી. તે કુદી પડયો. બાલકીસ તેને ભેટી પડી. તે સરહેન્રી બીસોવીઝ હતો. હેન્રી તેણીના દુશમનને ભુલી ગયો ન હતો. તણે માણુસોને ઇસારત કીધી. વજીર કારામુસતફા સામે થાય તેની અગાઉ તો તેને કેદી બનાવ્યો.

"આ ત્રીજી વાર તારો બચાવ બાલકીસ!" હેન્રી બોલ્યો. "પોલીશ લશકર અહીં પાસેજ છે. પણ ચાલો આપણે નિચ જગામાંથી બહાર નિકલી જઇએ. ચાલ તને એક એવા સાથે મેલવું જે તને જોઇને ખુશી થશે."

"પણ મારો ભાઈ હસન, મારા મુવા જીવતા વિષે બે ખબર રહેશે તેનું કેમ?" બાલકીસ બોલી.

હજી તો આ શબ્દો તેણી બોલી ન રહી, એટલામાં તો હસન ઈલહાજીબ પણ ઝાડીમાંથી નિકલી આવ્યો. પોલીશ પોશાક પહેરેલા ઉપર તરવાર કાઢીને દોડતો તે બોલ્યો, "દગો!"

"તેઓ મિત્ર છે, મિત્ર છે!" બાલકીસે તેની તરફ જતાં કહ્યું. પછી તેણીએ વજીર કારામુસતફાના છેલા નિચ દગા વિષે તેને સમજાવ્યું.

"ઠીક છે ત્યારે," તે બોલ્યો, "પણ મોટો વજીર મારા વેરમાંથી બચવાનો નથી."

"માફ કરો," હેન્રીએ હસતાં હસતાં કહ્યું, "તે મારો કેદી છે. હસન પાશા, તમે પણ જો મારી સાથે ખ્રિસ્તી છાવણીમાં આવશો તમને ખુશીથી દાખલ કરીશ."

"ખ્રિસ્તી છાવણીમાં!" આશ્ચર્ય પામીને હસન બોલ્યો.

"હા, ખ્રિસ્તી છાવણીમાં, તે અહીં નજદીક છે."

"હું તમારી સાથે આવીશ." જુવાન પોલનો હાથ પકડીને હસને કહ્યું. "મારા માણસો અહીંજ રહેશે." હસને પોતાના માણસોને કાંઈ કહીને તેમની સાથે ચાલ્યો. સૌથી આગળ મોટા વજીર કારામુસતફાને લઇને સીપાઇઓ ચાલતા હતા, તેમની પાછળ હેન્રી, બાલકીસ અને હસનઇલહાજીબ ચાલતા હતા. બાકીનુ બીજું લશકર પાછળ ચાલતું હતું.

---

## પ્રકરણ ૩૭ મું.

### રાજા જાંનસોબાસ્કી.

"મારો વિચાર તમને પોલાંડના રાજા જાન આગળ લઈ જવાનો છે." સરહેન્રી છાવણીમાં દાખલ

થતાંજ બોલ્યો. "બાલકીસ, તમને મારા મિત્ર લીઝીં-સ્કી સાથે આ વખત ઓળખાણ કરાવીશ. તે પણ બાદશાહી તબુંમાં હાજર હશે."

"લીઝીંસ્કી !" હસન આશ્ચર્ય પામીને બોલ્યો, "લીઝીંસ્કી નામ મેં સાંભળ્યું છે." હસન વિચારમાં પડયો કે, કયાં તેના સાંભળવામાં આવ્યું હતું. આ વખતે તેઓ તબુઓમાંથી પસાર થતાં હતાં.

"તબુંમાં અમીર ઉમરાવોની ઘણી ભીડ થઇ હશે," હેન્રી બોલ્યો, "પણ આ વખતના બહાદુર યોદ્ધા જાનસોબાસ્કીને ઓળખવાની મુશકેલી તમને પડવાની નથી. તે પોતાના સરદારો અને ઉમરાવોની વચ્ચમાં બેઠો હશે."

બાદશાહી તબુંના દરવાજા ઉપરના ચોકીદારને હેન્રીએ ધીમેથી કાંઈ કહ્યું અને તેણે ખસીને રસ્તો આપ્યો. રેશમી પડદો ખસેડીને હેન્રીએ પોતાના સોબ-તીઓને અંદર દાખલ કીધા. પોલાંડનો રાજા રૂપાની એક ઉંચી બેઠક ઉપર બેઠો હતો. તેના સરદારો અને ઉમરાવો તેની આસપાસ ઉભા હતા. પહેલો દાખલ થનાર કારામુસતફા હતો. પણ તે અજાયબ થઇને ઉભો રહ્યો. પહેલીજ નજરે તેણે જોયું કે, જે ગરીબ માણ-સને તે લીઝીંસ્કી તરીકે જાણતો હતો તે બીજો કોઈ નહિ પણ પોલાંડનો શુરવિર રાજા, નામીચો સોબાસ્કી પોતે હતો. હસનઇલહાજીબ અને બાલકીસ પણ તેટલા જ ખુશી થયા. હસને તેને ઓળખ્યો કે, કારામુસતફાના માણસને કેદ કીધો હતો તે તેજ હતો. જંગલમાં લુટા રો તે હસન પોતે હતાં. તેણે બાલકીસનું વેર લેવા વાસ્તેજ કારામુસતફાને કેદ કીધો હતો. બાલકીસે તરવ-

જ જાણ્યું કે, અહમદફીપ્રોલુંના હાથમાંથી છોડવનાર તેજ પોલ સરદાર હતો જેણે કારામુસતફાને બે વખત ઘાયલ કીધો હતો. લીઝીંસ્કીની ચાલનો હવે બધો ખુલાશો થયો. કારામુસતફાને હવે સમજણ પડી ફ્રેંચ એલચીને નિમ્ની બેઠક ઉપર બેસાડવાને તે કેવી રીતે ફાવ્યો હતો. સરહેત્રીએ હસનને બાલકીસના ભાઇ તરીકે ઓલખાવ્યો. સોબાસ્કી (લીઝીસ્કી) ને હવે સમજણ પડી કે, તેણે કારામુસતફા ઉપર બાલકીસનું વેર લીધું હતું.

"સરદાર," હસન તરફ જોઇને રાજા બોલ્યો, "તમે મને કેદ કીધો હતો તે વિષે કાંઇ ન બોલતાં મારે તમારી પાસે કાંઇ માગવું છે."

"આપ નામદાર જે માગો તે આપવાને હું તૈયાર છું." હસન બોલ્યો. "મારા એક નિમકહલાલ ચાકર માટે તે માગવું છે." રાજા બોલ્યો, "જે રાતે કારામુસતફાએ તમારી બહેનને મારી નાખવાનો હુકમ કર્યો તેજ રાતના સરહેત્રીએ તેણીને બચાવી. વલી આજે પણ તેમજ થયું છે. ઇશ્વરે તેને તેણીનો રક્ષણ કર્ત્તા શું નથી નેમ્યો ? મારો વિચાર તો તેમના લગ્ન કરવાનોછે."

હસનઈલહાજીબ થોડી વાર વિચારમાં પડયોઃ હરકત ફકત ધર્મ સંબંધી હતી.

"પાશા, તમારા મનમાં શું વિચાર છે તે હું જાણું છું," સોબાસ્કી બોલ્યો. "તમે ધર્મ સંબંધી વિચાર કરોછો. જ્યાં બેઉનું મન એક છે ત્યાં એ બાબત વચ્ચમાં લાવવી ન જોઈએ. આપણે દયાળુ થવું જોઇએ. કોણ કોનું કબુલ કરેછે તે પછી તેમની વચ્ચે થશે. જો હું મારા મદદગારને મુસલમાન સ્ત્રી સાથે

પરણુવાની હા પાડું તો તણીના ભાઈએ તણીને ખ્રિસ્તી ઉમરાવ સાથે પરણવાની સામે થવું ન જોઇએ.

"આ વખતે આપ નામદારની મરજી તેજ મારે મન તો આજ્ઞા છે," હસને પોતાની બહેનનો હાથ સરહેત્રીના હાથમાં આપતાં કહ્યું.

"વજીર." રાજાએ કારામુસતફા તરફ જોઈને કહ્યું, "મારે તમને કેટલોક ખુલાશો કરવો છે. હું અને મારો માણુસ હેર્ત્રો, દક્ષીણ યુરોપનું દરીઆઇ બલ તુર્કીઓના જુલમ સામે ઉશકેરવાને નિકલ્યા. પણ વેનીસીઅન અને જીનોઇ લોકોને ઉશકેરવાની મફ્ત મહેનત કર્યા પછી અમે રગુસા જવા એક વેપારી વહાણમાં નિકળ્યા. ત્યાં અમે કેદ પકડાયા અને સુલતાનના વહાણો ઉપર કામે જવાને બદલે વધારે માયાથી અમને પાલ્યા. તમારાજ મહેલમાંથી તુર્કીઓની ઉદારતા વિષે હું જાણીતો થયો. મારા જાતભાઈઓના જાન લેવાને તમે ઘણી વખત કોશેશ કીધી પણ મેં મારી છુપી મદદથી તેમને બચાવ્યા. પણ બાલકીસના વખતમાં તમારૂં સખતપણું દેખાઈ આવ્યું. લીઝીંસ્કીએ કારા મુસતફાને ઠપકો દેવાને બદલે ઉપકાર માનવો જોઇએ." સોબાસ્કી થોડીવાર બોલતો બંધ રહ્યો અને કારા મુસતફાના મોઢા તરફ જોઈ રહ્યો.

"સુલતાનના વહાણમાં આશરે છસો પોળ કામ કરેછે, તેમને છોડવાના દસ્તાવેજ ઉપર સહી કરો, અને તેજ પળે તમને છુટા કરવામાં આવશે."

"છુટો ?" મુસતફા તરફ કડવાસથી જોતો હસન બોલી ઉઠયો.

"ભાઈ, આજના જેવા ખુશીના દિવસે તો એને

માફી બક્ષવી જોઇએ." બાલકીસે પોતાના ભાઇના કાલાવાલા કરતાં કહ્યું.

"બાલકીસ, તારે ખાતર હાલતો હું તેને માફ કરૂં છું." હસન બોલ્યો.

પોલ વજીરે એક દસ્તાવેજ લખી કાઢયો અને કારા મુસતફાએ તેની ઉપર સહી કીધી. રાજાએ તેને છુટો મુકવા હુકમ કર્યો. સર હેન્રી અને બાલકીસના લગનમાં ભાગ લેવાને રાજાએ તેને નોત્રું દીધું પણ તે તો જેમ બને તેમ જલદી જવાને ખુશી હતો તેથી ના પાડયું. રાજાએ પોતાના ૭ તુર્કી કેદીઓને છોડીને વજીર સાથે આપ્યા. વજીર તેમને લઇને બેલગ્રેડ આવ્યો.

---

## પ્રકરણ ૩૮ મું.

### હુકમનામું.

બેલગ્રેડ આવ્યા પછી વજીર કારા મુસતફાએ પોતાનો બધો ખજાનો તે સાથે સુલતાનનો ખજાનો જે તેના હસ્તકમાં હતો તે છુપાછુપ મંગાવી લીધો. તેણે ત એક કીલ્લામાંના ભોંયરામાં નાખ્યો. હસનના જાસુસો જેઓ મુસતફાને ત્યાં ચાકર તરીકે રહ્યા હતા તેમણે હસનને આ બાબતની ખબર આપી. હસન તરતજ એડ્રીઆનોપલમાં સુલતાનના મહેલમાં ગયો. તણે સુલતાનને એકાંતમાં મલવા માગ્યું. પોતે ખજાના વિષે જે કાંઈ જાણતો હતો તે તેણે સુલતાનને કહ્યું. સુલતાન તે સાંભલી આશ્ચર્ય પામ્યો. પછી તેની બહેન બાલકીસના સમાચાર તેણે પુછયા.

"તેણીનું નામ હવે સાંભલવામાં નહિ આવે," હસન બોલ્યો, "તેણી એક જુવાન ખ્રિસ્તી સાથે પરણી"

"હેન્રી બીસોવીઝ સાથે!" સુલતાન અધીરાઈથી પુકારી ઉઠયો. "હા, નામવર."

"ત્યારે તો તે હાથમાંથી ગઇ." સુલતાન મહમદ બોલ્યો, "તેની સાથે મેં પોતે પરણી તેને મારી સુલતાના કરવાનો વિચાર રાખ્યો હતો, પણ તેણીએ તો એક ખ્રિસ્તી જુવાન—"

"સુલતાન, હવે તેણીને ઠપકો ન આપતા."

"હસન પાશા, હું ઠપકો નથી આપતો. તેણી જ્યાં હોય ત્યાં તેણીનું સારૂં થજો. એટલીજ મારા ખરા અંતઃકરણની આશીશ છે."

થોડીવાર રહીને પાછો સુલતાન બોલ્યો, "હસન પાશા, સિપાઇઓનો પગાર ચઢી ગયો છે અને જેની ઝેરીઓ બળવો કરવાની તૈયારીમાં છે. તેમને પગાર પણ આપવો જોઇએ. ખજાનો ખાલી થઇ ગયોછે. તમારી ઉપર મારો વિશ્વાસ છે અને વલી વિચારવંત છો તેથી મને કાંઇ રસ્તો બતાવશો."

"આપજો હુકમ કરો તો ગુલામ ખરેખરૂં કહેવાને તૈયારછે." હસન બોલ્યો.

સુલતાને હાપાડવાથી તે બોલ્યો, "જ્યાં સુધી કારા મુસતફા પાશા મોટા વજીર તરીકે હશે ત્યાં સુધી લશકર કદીપણ શાંત પડવાનું નથી. લશકરને પગાર આપવાને ખજાનો કયાંછે તે મને માલમ છે તેથી જો તમે સિપાઇઓ મારી સાથે આપોતો આપના પગ આગલ હાજર કરૂં."

ગમેતમ કરીને તું ખજાનો અત્રે લાવ, અને પછી કારા મુસતફાનું તારે ગમેતે કરજે." સુલતાને તેને હુકમ આપ્યો.

હસન નમીને ચાલતો થયો. તેની મતલબ તો મોટા વજીર કારા મુસતફા ઉપર વેર લેવાની હતી. તે જ્યાં ખજાનો હતો ત્યાં જવા નિકલ્યો. રાત દહાડો મુસાફરી કરતો તે ત્યાં પહોંચ્યો અને જે ગામડામાં ખજાનો હતો ત્યાં પહોંચ્યો અને ગાડામાં ખજાનો ભરીને પાછો ફર્યો. તણે સુલતાનને હવાલે બધો ખજાનો કર્યો.

"હસન પાશા, તેં મારૂં કામ ઉત્કંઠાથી બજાવ્યું છે તેથી તારી ઉપર મારો પુરતો વિશ્વાસ બેઠો છે," સુલતાને કહ્યું.

"આપનું હું નિમક ખાઉંછું તેથી મેં મારી ફરજ બજાવી છે." હસન નમીને બોલ્યો.

"બોલ તારો બદલો તને શું આપું?" સુલતાન બોલ્યો.

"કારા મુસતફાના મોતનું હુકમ નામું!" હસને કહ્યું.

"ઠીક છે. તે તને મળશે." સુલતાને જવાબ આપ્યો.

સુલતાનના એક મંત્રીએ કાગલ ઉપર તે લખી નાખ્યું અને સુલતાને તે ઉપર પોતાની સહી કીધી. હસને તે સુલતાનના હાથમાંથી લીધુ અને મહેલના મોટા કારભારી અહમદ આગાને સાથે લઇને બેલગ્રેડ જવા નિકળ્યો.

---

## પ્રકરણ ૩૯ મું.

### કફને જો.

મુસતફાને બેલગ્રેડ આવે થોડા દહાડા થયા હતા. ઉપલા હુકમનામાની ખબર તેને તેના જાસુસો મારફતે પડી ચુકી હતી. જો જરા દરવાજો અફલાય તો તે ચોંકી ઉઠતો હતો. જો કોઇ મલવા આવવા માગે તો હુકમનામું લઈ આવનાર માણુસ આવ્યો એમ થતું. એક દહાડે તે કાગલ લખતો હતો એટલામાં તેના

માણુસે આવીને ખબર આપી કે, સુલતાન તરફના માણુસો આવ્યાછે તે મલવા માગે છે. કારામુસતફાથી ના ન પડાઇ. તેણે તેમને અંદર લાવવાનો હુકમ કર્યો. સૌથી પહેલો દાખલ થનાર વડો કારભારી હતો. નક્કી તે તો હુકમનામું લાવનાર હતો! બીજો દાખલ થનાર જલાદ હતો. અલા! અલા! એતો અપસુકન થયા! છેલો દાખલ થનાર હસનઇલહાજીબ હતો. કારામુસતફાની ખાત્રી થઇ કે, હવે થઇ ચુકયું.

"નામદાર સુલતાનનો શો હુકમ છે?" શાંત દેખાવાની કોશેશ કરતાં મોટો વજીર બોલ્યો. હસનઈલહાજીબ આગલ આવ્યો અને હસતાં હસતાં પેલો દસ્તાવેજ તેને આપીને કહ્યું, "નામદાર સુલતાનનો હુકમ આ રહ્યો વાંચો!"

કારામુસતફાએ તે વાંચ્યું. તેણે દાંત કચકચાવ્યા, હસન તો ખુશી થતો ઉભો હતો. મુસતફાએ જેમ બને તેમ પોતાની જીંદગી મોંઘી વેચવાનો વિચાર કીધો. તે ખંજર લઇને હસન પાશા ઉપર ધસ્યો, પણ તે તો તરતજ એક બાજુ ખસી ગયો કારામુસતફા પાશા ઊંધે માથે પડયો. જલાદે તેના ગલામાં ફાંસીની દોરી નાખી દીધી. વજીરે તે કાઢવાને ઘણી માથા ફોડ કરી પણ આખરે શબવત હસનના પગ આગલ પડયો.

---

## પ્રકરણ ૪૦ મું.

### લાકડાનો છુપો દરવાજો.

ખલીલની સાતમી વાર્તા તેણે બે દિવસમાં પુરી કીધી હતી. સાતમી રાત કાંઇ પણ નવા બનાવ વગર પસાર થઈ હતી.

સુલતાન સલીમે પેલો છુપો ભેદ શોધી કાઢવાને કાદીયાસકરને આઠ દિવસની મુદત આપી હતી. નવમે દહાડે જો તે છુપો ભેદ જાહેર ન પડેતો તેનું માથું જાય એમ હતું. આજની રાત તેની છેલી હતી.

વાત થયા પછી ઇસમીલ્ડા ઉઠી અને પોતાના ઓરડામાં ચાલી ગઈ. લુકાસ અને જુલીઅન પોતપોતાની માશુકો સાથે વાતે વલગ્યા. ખલીલે જુલીખાં સાથે વાતો કરવા માંડી. પણ જુલીખાં ઉદાશ હતી. તે જાણુતી હતી કે, પેલો ભયંકર છુપો ભેદ હજી જાહેર થયો ન હતો. તેના બાપની તે છેલી રાત હતી.

"મારી વહાલી જુલીખાં, કોઈપણ બાબત વિષે ધાસ્તી ન રાખ," ખલીલ તેની પાસે આવીને ધીમેથી બોલ્યો. "વહાલી, જેમ આટલા વખત સુધી મારી ઉપર વિશ્વાસ રાખ્યો તેમ હજી પણ રાખ."

જુલીખાં તેની તરફ આભાર ભરી નજરે જોઇ રહી. તેના ચહેરા ઉપર જે દલગીરીની છાપ હમણા સુધી દેખાતી હતી તે જતી રહી. પછી દોલતખાન પાછો ઉઠયો અને તેની પાછલ ખલીલ તથા તેના બેઉ મિત્રો ચાલ્યા. બેઉ યુનાનીઓને તેમના જુદા જુદા ઓરડામાં મુકીને આખરે ખલીલને મુકવા ગયો. પણ ખલીલે સલામ કરવાને બદલે કહ્યું, "મહેરબાન, મારે આપ નામદાર સાથે કંઇ વાત કરવીછે."

"તમે જેમ કહો તેમ કરવાને હું તૈયાર છું," પાશા બોલ્યો. "પણ ગઇ વખતે તમારા માગ્યાથી મને કેટલો ગેરફાયદો થયો."

"આપ નામદારે, રાજકુંવરી ફટીમા તરફ ઘણી સારી ચાલ ચલાવી છે." ખલીલ બોલ્યો. "પણ આ વ

ખતને માટે મારૂં કહેવું તો એટલુંજ છેકે, હમણા ત મે તમારા ખાનગી ઓરડામાં જાઓ અને તમારા સ-ગા કાદીયાસકરને અલા સલામત રાખે એવી બંદગી એક કલાક સુધી કરો. એક કલાક પછી તમે અહી પા છા આવજો. મારે તમને કાંઇ અગત્યની વાત કહેવીછે."

"જો એમજ હોયતો તમે જેમ કહો તેમ કરવા તૈયાર છું. પણ તમે મને શું કહેવાના છો?" પાશા એ પુછ્યું.

"તે હમણા કહેવા જેવું નથી." ખલીલે કહ્યું.

"ઠીકછે, ત્યારે પછી વાત." પાશા એમ કહીને જતો રહ્યો.

પોતાનું બારણું બંધ થવા પછી ખલીલ ખુશાલી થી બોલ્યો, "હવે પાશા મારી આ યુક્તિથી ઇસમીલ્ડા ના ઓરડામાં જવાનો નથી.

આપણે યાદ કરવું જોઇએ કે, ગુલામ કારામસરૂર પકડાયો તે પાંચમી રાત હતી. દોલતખાને તેની જગા એ પોતાના સૌથી વિશ્વાસુ ગુલામને રાખ્યો હતો. પ-ણ આ છેલ્લા બે દહાડામાં ખલીલ ઇસમીલ્ડાના ઓર-ડામાં ગયો ન હતો. આજે તણે અમીનાને કહી મુકયું હતું કે, તે તેને લેવા આવે. પણ આજે તો ખલીલે પેલા બાગના છુપા દરવાજા આગલ જવાનો વિચારકી ધો હતો. તે ધીમેથી ઉતર્યો. ચોકીદાર સીદ્દી ગુલામ ત્યાં ન હતો. કારામસરૂર આગલથી લોધેલી કુંચીએ ખલી-લે તે દરવાજો ઉઘાડયો અને બાગમાં દાખલ થયો. ત્યાં પેલા નીશાણી કરનાર દંડો તેણે કાઢયો અને ઊંચે ફેંકયો. રાત અજવાળી હતી. તેણે ચાર માણસોને ભરાતા છુ-પાતા પોતાની તરફ આવતા દીઠા. સૌની આગળ સાદ

ક હતો. ત્રણ ગુલામો હતા. તેઓ ખલીલ આગળ આ વ્યા, અને તેની આગળ ઘુટણ મંડીએ પડવા જતા હ તા પણ ખલીલે તેમને ઉભા રહેવા ઈસારત કીધી.

"મારે વાસ્તે કાંઈ નવી ખબર લાવ્યોછે ?" ખ- લીલે પુછ્યું.

"નામદાર, સારી ખબર," સાદકે ખુશી થતાં કહ્યું.

"કારામસરૂર પકડાયો ?" ખલીલે પુછ્યું.

"હા, ખુદાવંદ," સાદક બોલ્યો, 'છેલા ત્રણ ક- લાક થયા સાત મિનારાના કીલામાં તે કેદ છે."

ખલીલે તેમને પોતાની પાછળ આવવાનો હુકમ કર્યો. તે તેમને ગુલામના ઓરડા સુધી લઈ ગયો અને પછી તરવાર કાઢીને પેલા સુતેલા ગુલામ ચોકીદારને કાં ઈ ઇજા ન આપતાં, ફકત પકડવાનો હુકમ કર્યો. તેનો હુકમ તરતજ બજાલાવવામાં આવ્યો. ગુલામ જાગી ઉ- ઠયો અને પોતાને આ પ્રમાણે કેદી જોઇને બીધો. પણ ખલીલે તેને ધાસ્તી ન રાખવા કહ્યું. તે બોલ્યો, "તારે ધાસ્તી ન રાખવી. અમે તારા શેઠનો ખજાનો લુટવા નથી આવ્યા.— પણ એક અગત્યના કામ માટે આ વ્યા છીએ."

ગુલામ તાબેદારીથી નમ્યો: ખલીલે પોતાના મા- ણસોને હુકમ કર્યો કે, તેને નિચે લઈ જવો. પેલા લાક- ડાના દરવાજા આગળ આવ્યા પછી ખલીલે કહ્યું, "આ ઉઘાડ! તું છુપી કળ જાણેછે. જલદી કર. તેને ઉઘાડવા નો હાથો આ રહ્યો!" એમ કહીને ખલીલે પેલો લો- ખંડનો દાંડો તેને દેખાડયો. ગુલામે જાણ્યું કે આ ધણી તે છુપા દરવાજા વિષે થોડું ઘણું જાણેછે, તેથી ઉઘાડયા વગર છુટકો નથી. તે ઉઘાડવાને તૈયાર થયો. કારામસ

૩ રે અગાઉ જેમ ઉઘાડયો હતો તેમ તેણે પણ ઉઘાડયો. તરતજ પાણીના વહેવાનો અવાજ તેમને સંભળાયો. ખલીલે પોતાના એક માણસને દીવો લાવવાનો હુકમ કર્યો ફાનસના અજવાલાથી ખલીલે નિચે જોયું. તે ત્રણથી ચાર વામ ઊંડો કુવો હતો અને બોસફરસનું પાણી તેની અંદર આવતું હતું. કુવામાં એક ગોખ કરેલો હતો અને તેની અંદર લોખંડની પેટી હતી.

'આ કુવો શા ઉપયોગનો છે?" ખલીલે ગુલામ તરફ જોતાં કહ્યું," શું કુવા શિવાય એમને એમ ખજાનો ત્યાં સલામત રહી ન શકે? બોલ! અમે તારા શેઠને લુટવા નથી આવ્યા. પણ જો તું જુઠું બોલીશ તો બુરાહાલ થશે!" એમ કહી ખલીલે કુવા તરફ જોયું.

"મહેરબાન, હું ખરેખરું બોલીશ." ધ્રુજતાં ધ્રુજતાં ગુલામે કહ્યું," તમે જુઓછો કે, તે લોખંડની પેટીને એક કડું જડેલું દેખાયછે. જો કોઇ ચોરી કરવાની મતલબથી આ કડાને પકડીને ખેંચવા જાયતો છુપા સંચાથી પેટી અંદર ખસી જાયછે અને ચોર તરતજ પાણીમાં પડી જાયછે. પણ જ્યારે નામદાર પાશા પોતે ઉઘાડવા માગેછે ત્યારે આ બીજા કડાને ખેંચેછે." એમ કહી તેણે બીજો કડો બતાવ્યો.

"ઠીકછે, મેં પુરતું જોયું! મને ખજાનો જોઇતો નથી, હવે દરવાજો બંધ કર." ખલીલે કહ્યું. ગુલામે તે લાકડાનો દરવાજો તરતજ બંધ કર્યો. પછી તેણે પુછયું, "આ કુવામાં પાણી કયાંથી આવેછે અને કયાં જાયછે?"

"બાગમાંના એક ઝરામાંથી પાણી આવે છે અને બોસફરસમાં મલી જાયછે." દોલતખાનના ગુલામે જવાબ દીધો.

"જ્યાંસુધી હું હુકમ કરૂં ત્યાં સુધી આ ગુલામને કેદમાં રાખજો." ખલીલે પોતાના માણસોને કહ્યું અને પછી ગુલામ તરફ જોઇને બોલ્યો, "જો તું નાશી જવાની કોશેશ નહી કરે તો તને કાંઇ ઇજા થવાની નથી."

એમ કહી ખલીલ પોતાના ઓરડામાં જતો રહ્યો. થોડીવારમાં ત્યાં દોલતબાન પાશા આવ્યો.

"મેં આટલીવાર સુધી બંદગી કીધી અને મને આખરે ઊંઘ આવવા માંડી," પાશાએ ઊંઘરેટી હાલતમાં કહ્યું.

"આપ જનાબેઅલી થોડીવારમાંજ હુશીઆર થશો." ખલીલ બોલ્યો, "તમારે એક ભયંકર તપાસ લેવી જોઇશે—"

"આ તમે શું બોલોછો?" પાશાએ અજાયબ થઇને પુછયું.

"પાશા હું ખરૂં બોલુંછું," ખલીલ બોલ્યો. તેનો ચહેરો ઉતરી ગયલો હતો, પણ તેના બોલવામાં દૃઢતા દેખાતી હતી. "મારા મહેરબાન, જો હું તમને કહું કે, તમારી સ્ત્રી બેવફા છે ત્યારે તમે શું ધારશો?"

દોલતબાન ચોંકયો; પણ તરતજ બોલ્યો, "સાહેબ, એ વિષે હું ઘણો વિચાર કરવાનો નથી. બોસફરસ પાસેજ છે. પણ તમે મશકરી કરોછો. આવી મશકરી કાંઇ સારી નથી. જો તે બીજા કોઈને મોઢે—"

"પાશા, આ વખત મશકરીનો નથી," ખલીલ બોલ્યો, "હું ખરૂં કહુંછું! પણ મારે તમને સોગન આપવા જોઇએ. તમે પગંબરના સોગન ખાઓ કે, હું જેમ કહું તેમ તમારે કરવું! બધો છુપો ભેદ હમણા ખુલો કરીશ."

"હું સોગન ખાઉંછું" પાશાએ સોગન ખાધા. "હવે તમારે નવાઇ જેવી વાતો સાંભળવાને તૈયાર થવું જોઇએ. તમને બે આબરૂ કરનાર તરીકે મને ના વિચારતાં! હું તમારી ભાણેજી જુલીખાંને ચાહુંછું. હું તેણીની સાથે પરણીશજ! પણ હાલતો હું તમારી સ્ત્રી ઇસમીલ્ડા પાસે જવાનોછું! ચોંકોના!"

દોલતખાન પાશા ગભરાયલો દેખાયો. તરવાર ઉપર હાથ નાખીને દાંત કચકચાવતો તે બોલ્યો, "બેવફા, નિમકહરામ ઇસમીલ્ડા!"

"મહેરબાન, શાંત થાઓ. અમીનામને હમણા અહીં બોલાવવા આવશે. તમે પાછલ આવજો, અને અમીના મને મુકીને પાછી આવે કે, તેને પકડી લેજો. પણ તેણીને મારી ન નાખતા! યાદ રાખજો. તમે સોગન ખાધા છે પછી તમારી સ્ત્રીના ઓરડા આગળ છુપાઇ રહેજો. મારા બોલાવ્યા શિવાય અંદર આવતા ના! સોગન ખાઓછો?" "હા!"

"મને પગલા સંભલાયછે! તે અમીના છે! તમે પડદા પાછલ સંતાઇ જાઓ!" ખલીલ બોલ્યો. દોલતખાન સંતાયો અને અમીના દાખલ થઇ.

"શેઠ, તમારા વખતસર હું આવીછું. ઇસમીલ્ડા તમારી રાહા જોયછે." અમીના આવતાંજ બોલી.

"આગલ ચાલ, હું પાછલ આવુંછું." ખલીલે શાંત દેખાવ ધારણ કરીને કહ્યું. થોડી વારમાં ખલીલ ઇસમીલ્ડાના છેક અંદરના ઓરડામાં જઇ પહોંચ્યો. ઈસમીલ્ડા ત્યાં બીછાના ઉપર પડી હતી. અમીના પાછી ફરી અને ખલીલ તેણીની તરફ ચાલ્યો. તેનો દેખાવ શાંત અને ચાલાક માયાલુ હતી. ઇસમીલ્ડાએ તેને છા-

તીએ ચાંપ્યો અને થોડીવાર સુધી ખલીલે તેમ કરવા પણ દીધું. જોકે તેણીના હાથ બરફ જેવા સફેદ હતા તેની છાની સાથે તેણીની છાતી મલી ગઈ હતી–તેના હોઠ સાથે તેણીના હોઠ મલી ગયા હતા–તોપણ તે સુંદર સ્ત્રીની સુંદરતાની ખલીલ ઉપર અસર થઈ ન હતી. તે જાણતો હતો કે, આ સ્ત્રીના સુંદર આકારમાં વીટલાયલો ઝેરી નાગ છે!

"પ્યારી ઈસમીલ્ડા, એક શબ્દ સાંભળ!" તેણીના હાથમાંથી ધીમેથી છુટો થતાં ખલીલ બોલ્યો.

"બોલો, ખલીલ, બોલો, મારા સૌથી વહાલા, બોલો!"

"મેં તારા હાથમાં જ્યારથી પેલું ઝેર આપ્યું છે ત્યારથી તારી સાથે વાત કરવાનો વખત મુદલ મલ્યો નથી. તેને આજે બે દહાડા થયા. તેં તેનો ઉપયોગ કર્યો?" ખલીલે પુછયું.

"તમારે ખાતર, મારા વહાલા, તમારે ખાતર, મેં તેનો ઉપયોગ કર્યો છે! મેં તે અપરાધ કીધો!" ઇસમીલ્ડાએ જવાબ આપ્યો.

"કેવી રીતે ઉપયોગ કર્યો?"

"કાલે અને આજે," ઇસમીલ્ડાએ જવાબ આપ્યો, "જ્યારે પાશા મારી પાસે હતો–તેને ભરથારનું ધિક્કાર ભરેલું નામ આપી શકતી નથી–ત્યારે તેને શરબત મેં મારે હાથે આપ્યું, તેની અંદર તેના ટીપાં નાખ્યાં, પણ હજી સુધી તેને કાંઇ થયું નથી. પણ આજ સાંજના તેનો ચહેરો ફીકકો થઇ ગયલો મેં દીઠો."

"હા, ખરેખર!" ખલીલે કહ્યું. "ઇસમીલ્ડા, મેં કહ્યું છે કે, આ ઝેર ધીમેથી લાગુ પડે છે પણ તે જીવલેણ છે! પણ હવે તારે દલગીર થવાનો–"

"નહિ; નહિ! તારે ખાતર હું કાંઇ પણ કરૂં તે વાસ્તે દલગીર નથી! શું હું મારા ભરથારને ધિક્કારતી નથી.? શું થોડા દિવસમાં હું તમારી સાથે હમેશની સુખી નહિ થઇશ? આવો, આવો! મને ભેટો! પણ આનું કારણ શું? આશું?"

ઇસમીલ્ડાએ તેને છાતીમાં ચાંપવાને હાથ પહોલા કર્યા પણ ખલીલથી હવે ન રહેવાયાથી તેનો દેખાવ ફરી ગયો. તેની આંખોમાં દેવતા બલવા લાગ્યો. ઇસમીલ્ડા તેનો આવો દેખાવ જોઈનેજ છેલ્લા શબ્દો બોલી. તેણી ધ્રુજવા લાગી.

"નિચ સ્ત્રી!" તે જુવાન તુર્ક પોકારી ઉઠયો, "આખરે તું ખુલી થઇછો! તારી બુરાઇનો હવે છેડો આવ્યો છે! મારા મહેરબાન, અહીં આવો!"

પાસેનું બારણું ઉઘડી ગયું અને દોલતબાન પાશા ઉઘાડી તરવારે અંદર દાખલ થયો.

"કંગાલ! મને પોતાને કરડવાને મેં સાપ ઉછેર્યો!" તેણીને કાપી નાખવા તરવાર ઊંચી પકડીને પાશા તેણીની તરફ ધસ્યો.

"સાહેબ, મારતા ના!" ખલીલે હુકમ કર્યો. "આ તરવાર વેર લેવાની છે, કાંઇ ઇનશાફ કરવાની નથી!"

"પણ તે નિચ સ્ત્રીએ ઝેર આપ્યું છે—"

"નહિ સાહેબ, તે દવા કાંઇ ઝેરી ન હતી," ખલીલે કહ્યું. "તેણીને હું એવો અપરાધ કરવા દઇશ એવું તમે ધારોછો?"

ઇસમીલ્ડા ગાદી ઉપર પડીને રડતી હતી, તેણી બેઉ હાથો મોઢે ઢાંકીને રડતી હતી.

"જો તું આજથી તારા મોત સુધી રડીશ તોપણ

તારા પાપ ધોવાઇ જવાના નથી! પણ સાહેબ, હવે હવે વધારે ભયંકર ભેદ સાંભળવાને તૈયાર થાઓ! તે ભેદથી તમે ચોંકશો! આટલા દહાડા સુધી જે છુપા ખુનો થતા હતા તેની કરનાર આ નિચ સ્ત્રી પોતેછે!!"

ઇસમાલ્ડા ચીશ પાડી ઉઠી. તેણીએ પોતાની શુદ્ધી બધી ખોઇ દીધી. તે બેભાન થઇ જમીન ઉપર પડી. દોલતખાન પાશા પણ આ ખબરથી ચોંકયો. તેના હાથમાંથી તરવાર પડી ગઇ. તે ભીંતે ટેકો દઇને ઉભો રહ્યો.

"સાહેબ મને તમારી દયા આવેછે!" ખલીલ બોલ્યો, "તમે એક સર્પને પાલ્યો હતો! પણ તેણીને હવે અહીંથી લઇ જવી જોઇએ!"

ખલીલ તે મખમલી પડદા તરફ ચાલ્યો. તે ખસેડીને તેણે છુપો દરવાજો ઉઘાડયો અને સાદકને બોલાવ્યો સાદક પાસે આવ્યો. તેની પાછલ ત્રણે ગુલામો પણ આવ્યા. પાશાના ગુલામને છુટો મુકવાનો હુકમ કર્યાથી તેને છુટો કરવામાં આવ્યો.

"આ સ્ત્રીને સાત મીનારાના કીલામાં લઇ જાઓ." તેણે હુકમ કર્યો. અને પછી સાદકના કાનમાં કાંઇ કહ્યું. ગુલામોએ મુરદા જેવી ઈસમીલ્ડાને ઊંચકી.

"આપ મહેરબાન, મહેરબાની કરીને તમારા ચાકરોને હુકમ આપશોકે, અમાંનાને પણ તેની શેઠાણી સાથે મછવામાં મુકી આવે." ખલીલ પાશા તરફ ફરીને પુછ્યું.

પાશા તેના કહ્યા પ્રમાણે કરવા ગયો. ખલીલ એકલો રહ્યો. તેણે મનમાં વિચાર્યું, "ઇશ્વરનો કેટલો ઉપકાર! કાદીય સકરનું ભય હવે જતું રહ્યું. મારી જુલીખાં હવે તદન સુખી થશે!"

## પ્રકરણ ૪૧ મું
### કોન્સ્ટનટીનોપલ.

દોલતખાન પાશા ખલીલના કહેવા પ્રમાણે હુકમ આપીને પાછો તે ઓરડામાં આવ્યો. તે ગાદી ઉપર પડયો પણ એક શબ્દે બોલ્યો નહિ.

"મહેરબાન સાંભળો," ખલીલે કહ્યું "સુલતાને જ્યારે કાદીયાસકરને આઠ દિવસની મુદત આ ભયંકર ભેદ શોધી કાઢવાને આપી, ત્યારે હું પોતે તે શોધી કાઢવાને તૈયાર થયો. નસીબજોગે આ બેઊ ગ્રીક માત્રો મને મળીગયા. તેમને મોઢે મેં નવાઈ જેવી વાત સાંભળવાથી તમારા બંગલામાં દાખલ થવાનું મને મન થયું. મને કાંઈપણ નવી ખબર અહીં મલશે એમ મને લાગ્યું. બે ત્રણ કલાકમાં તો હસમીલ્ડાની ચાલની મને ખાત્રી થઇ. જ્યારે તમે લુકાસને મારી નાખવા લઇ ગયા અને મારી વીંટીએ તેને બચાવ્યો ત્યારે–"

"હા, તે વીંટી!" પાશા વચમાં બોલી ઉઠયો, "મને તે વિષે જાણીતો–"

"હું તમને બધી વાત કહીશ!" ખલીલ બોલ્યો, "પણ મને મારી રીતે બધો ખુલાશો કરવાદો. ત્યારે હસમીલ્ડાએ મને તેડાવ્યો અને મારી સાથે પ્યારની વાતો કરવા માંડી. તેણીએ મારી ઉપર પ્યાર દેખાડયો પણ મેં તે કબુલ ન કર્યો. હું થોડો ઘણો દેખાવડો હતો એમ તેણીએ અમીનાને મોઢે સાંભળ્યું હતું તેથી તેણીએ એમ કરવા માંડયું. પણ મેં તો ખુલેખુલી ના પાડી. તોપણ તમારા ઘરમાં થોડા દહાડા રહેવાનો વિચાર કર્યો. ઓસમાન અને માલખાતુનની પહેલી વાત વીજ મેં આપનું મનરંજન કર્યું. મારા ઓરડામાં મેં

પેલો છુપો દરવાજો શોધી કાઢયો. અને તમારા બંગલા ના છુપા ભાગોમાં શોધવા ફર્યો. મેં લાકડાનો છુપો દર વાજો જોયો–તેમજ પેલા ગુલામને પણ જોયો. હું આ ગળ ચાલ્યો અને ઇસમીલ્ડા વાલા ઓરડામાં આવી પ હોંચ્યો. મેં જે કાંઇ જોયું હતું તેનાથી મારી જીગ્નાસા ઉશકેરાઇ. હવે મેં મારી ચાલચલણ ઇસમીલ્ડા તરફ બદલી. તેના પ્યારથી અંજાઇ ગયલો દેખાયો અને તે ણીના તરફ પ્યાર દેખાડવા લાગ્યો. પણ તે બધું ઉપર ઉપરથીજ. તણીને વાર્તા સાંભળવા આવવાનું કહ્યું. તે નાથી કરીને મારાથી વધારે દહાડા રહેવાય. એક દહાડો મેં જુલીઅનને કાંઇ બહાનાથી અમીના સાથે ઇસમીલ્ડા ના ઓરડામાં મોકલ્યો. બીજે વખત લુકાસને પણ તે- મજ મોકલ્યો. તેઓની તરફ પણ મારી પેઠે ઇસમીલ્ડા પ્યાર દેખાડવા લાગી. પણ જે કોઇ તેણીનું કહ્યું ન કરે તેને તેણી પેલા ઇટોપીઅનને સોંપી આપતી. જે તે ધ ણીને આગળ ચાલવા કહી પાછલથી તરવારથી મારી નાખતો કારામસરૂર પાસેથી મેં બાગની કુંચી લીધી, અને તેનાથી બાગનો દરવાજો ઉઘાડીને મારા માણસો સાથે તેને પકડાવી મોકલ્યો. તે નાશી ગયો પણ આખ રે પકડાયો અને હમણા સાતમીનારા વાલા કીલામાં કે દ છે, મેજબાનીની રાતે મેં રાજકુંવર જેમની વાત કહી તેથી ઇસમીલ્ડા ઉપર થએલી અસર મેં દીઠી. જે દહા ડે સેહેલ કરવા ગયા તેજ દહાડે મેં તેણીનો વિચાર જા ણી લીધો. મારો શક ખરો થયો. તણીનો વિચાર તમા રો જીવ લેવાનો હતો. મેં તેણીને ઝેર લાવી આપવા કબુલ્યું. મેં તેણીને ઝેરને નામે અમૃત જેવી ચીજ આ પી. આ ઉપરથી મારો શક પુરો થયો. જો મસરૂર ના

થી ગયો ન હતે તો હું તેણીને પકડવાનો એકદમ હુક-
મ આપતે. તે તેણીની સામે બધી સાક્ષી આપશે. હું
જાણું છું કે, જ્યારે તે કેદખાનામાં સબડસે ત્યારે કબુલ
કર્યા વગર રહેવાનો નથી. હવે મહેરબાન મારે એટલુંજ—"

તેજ પળે પાશાનો એક ગુલામ ઓરડામાં દાખલ
થતાંજ બોલ્યો:—"મારા મહેરબાન, તમને બોલાવવા આ
વ્યો છે—કોન્સ્ટનટીનોપલમાં આપનું કામ પડયું છે!
મોટા વજીરનો માણસ હમણાંજ આવ્યો છે! જેનીઝેરી
ઓએ પાછો બલવો કીધો છે! તેઓએ સુલતાન સલીમ
ને ગાદી ઉપરથી ઊઠાડી મુકીને કેદ કીધો છે—"

"શું એમ બન્યું?" જુસ્સાથી ખલીલ બોલ્યો.

"હા, તે એક કલાકમાંજ બન્યું છે" ગુલામે જ-
વાબ આપ્યો, "અને સુલતાનના મોટા કુંવર રાજકુમાર
મુસતફાને ગાદીએ બેસાડયો છે"

"આતો સૌથી ખરાબ ખબર!" પાશા બોલ્યો,
"આહાહા, પણ તે કયાં ગયો?"

પાશા અજબ થઇને બોલ્યો. ખલીલ કોણ જાણે
કયાં જતો રહ્યો હતો. "મહેરબાન, મોટા વજીરનો મા
ણુસ ખોટી થાયછે" ગુલામે કહ્યું.

પછી તે ત્યાંથી ચાલ્યો. દાદર ચઢતાં બેઉ ગ્રીકો-
ના ઓરડા આગળ તે આવ્યો. તેઓ તો સુતા હતા.
પાસાએ તેમને જગાડી તે બીનાથી જાણીતા કીધા.
તેમને લઈને જ્યાં માણસ હતો ત્યાં તે આવ્યો. માણસ
ને મોઢે હેવાલ સાંભળી લઇ તેને રવાના કરીને મછવો
તૈયાર કરાવ્યો. તેમાં બેશીને ત્રણે જણા ચાલ્યા. ગામમાં
એવી ગપ ઉડી હતી કે, સુલતાનસલીમ જેનીઝેરીઓ-
નું લશકર ઓછું કરવા માગેછે! આથી તેઓએ બલવો

કીધો અને સુલતાનના મહેલ તરફ ધસારો લઈ ગયા. સુલતાનને એ વાતની ખબર પડવાથી સામો થયો. પણ સુલતાન કેદ પકડાયો. પછી મહેલ આગલ જેની ઝેરીઓએ જઇને રાજકુમાર મુસતફાને બહાર આવવાની બુમો પાડી. મુસતફા તો તેનું કારણ સમજતોજ હતો તેથી સુલતાનનો ખજાનો લઇને બહાર નિકલ્યો. જેની ઝેરીસો તેને નમ્યા અને સુલતાન તરીકે તેને કબુલ કર્યો. તેણે પોતાનો ખજાનો બધો તેમની વચ્ચે વહેંચી આપ્યો.

મોટા વજીરે આ વાત જ્યારે સાંભલી ત્યારે તેણે બધા સરદારોને બોલાવી મંગાવ્યા. તેણે તેમને બધી વાત કહી સંભલાવી. શું કરવું, એવો સવાલ રહ્યો. દોલતખાન પાશા વિચારમાં પડ્યો. આખરે તે બોલ્યો, "મારો વિચાર તો એવોછે કે, મુસતફાએ ખોટું કામ કીધું છે. મારો વિચાર તેની સામે છે. જેનાઝેરીઓની સામે પગલા ભરવા એનું પરણામતો સારૂં આવવાનું નથી. પણ તેમ કર્યા શિવાય બાજો છુટકો નથી! આ બીજા સરદારોનું મત શુંછે તે જાણવું જોઈએ. આપણી પાસે લશકર છે અને તે પણ આશરે પચાશ હજાર."

"તેઓ તો તમારી પાછલ તેમને તમે જ્યાં લઇ જશો ત્યાં આવવાને તૈયાર છે." મોટા વજીરે કહ્યું.

"તેઓ એમ કરશેજ એમ આપણે શારાતે જાણીએ?" દોલતખાને પુછ્યું.

"થોડા દહાડા અગાઉજ આપ નામદારે બલવાખોરોને બેસાડી–"મોટા વજીરે કહ્યું.

"અરે, તે વખતે તો મને બીજાની મદદ હતી!" દોલતખાન પાશાએ નિશાસો નાખીને કહ્યું. તેને ખબી-

લની યાદ આવી. તે જુવાનનું શું થયું હતું તે કાંઇ તે જાણી ન શકયો. તે બોલ્યો, "જે વખતે લશકર લઇને હું ગયો તે વખતે લશકરને કાદીયાસકરનું કાપેલું માથુ દેખાડવાની મેં કબુલાત આપી. પણ ત્યાં તો કાદીયાસકરનું માથુ ન હતું! તેઓ મારો જીવ લેવા વાસ્તે બડબડવા લાગ્યા–"

તેજ પલે દીવાનખાનાનો દરવાજો ઉઘડયો અને મોટા વજીરનો કારભારી દાખલ થઇને બોલ્યો, "કોન્સ્ટનટીનોપ્લમાં અગત્યની ખબર આવીછે." "હેં! શી ખબર છે?" મોટા વજીરે પુછયું.

"રસચકનો બૈરેકટર પાશા બલગેરીઆનું લશકર લઇને કોન્સ્ટનટીનોપ્લ તરફ કુચ કરતો આવે છે."

"અલાનો કેટલો ઉપકાર!" મોટો વજીર બોલ્યો, "બૈરેકટર પાશા મારો મિત્ર છે. સુલતાનસલીમને તે ચહાયછે. તેને અગાઉથીજ એક છુપો દસ્તાવેજ ગયો હતો કે, જેનીઝેરીઓથી શહેરને બચાવવાને લશકર જોઇએ છે તેથી તે આવેછે."

"એવી ખબર આવીછે કે, તેમની સાથે સીતેર હજાર માણુસનું સૈન્યછે અને એક કલાકમાં તો આવી પહોંચશે!" કારભારીએ કહ્યું.

"સાહેબ, તમે જોયું કે, ઇશ્વર પોતેજ આપણને મદદ કરનાર છે." દોલતખાને કહ્યું. "હું લશકરને તેયાર કરવા જાઉંછું."

દોલતખાન પાશા ગયો. તેની સાથે લુકાસ અને જુલીઅન પણ ગયા. મોટા વજીરના મહેલમાં, શું થશે તે વિષે ચિંતા ફેલાઇ રહી.

એક કલાક પછી લુકાલવાસીલો મોટા વજીરના

દીવાનખાનામાં દાખલ થયો અને ઘુટણુભંડીએ પડીને બોલ્યો, "નામદાર દોલતખાન પાશા તરફથી આપનો આ ગરીબ ચાકર ખબર લઈને આવ્યો છે. લશકર બધું તૈયારછે અને બૈરેક્ટર પાશાના આવ્યાની રાહ જોયછે. નિશાણી તરીકે દોલતખાન પાશાએ મને આ વીટી આપી છે."

"ખબર સારી છે!" મોટા વજીરે કહ્યું, "અને દોલતખાન પાશાએ વીટી મોકલાવીછે તેનો અર્થ એ છે કે, તે લાવનારને મારે ઇનામ આપવું! તું કોણછે?"

"મારૂં નામ લુકાસવાસીલો છે, અને મારો બાપ આલબનીઆનો પૈસાદાર ગૃહસ્થ છે."

"સુલતાનની વફાદાર રૈયત તરીકે આ નામ જાણીતું છે," મોટા વજીરે કહ્યું, "લુકાસવાસીલો, ઉઠ. તને સુલતાનના મહેલનો પહેલો દુભાષીઓઠરાવવામાં આવેછે!"

તે જુવાન તો આ ન ધારેલા માનથી આશ્ચર્ય પામ્યો. આસપાસ ઉભેલા બીજા અમલદારો બધા તેને નમ્યા. હજી તો આ પુરૂં થાયછે એટલામાં જુલીઅન મેલેડા અંદર દાખલ થયો. તે પણ દોલતખાન પાશા તરફનો સંદેશો લાવ્યો હતો. દોલતખાન પાશા ત્રીશ તોપો સાથે મોટા વજીરના મહેલનો જેનીઝેરીઓથી બચાવ કરવા આવેછે એવા સમાચાર તે લાવ્યો હતો. તેની પાસે પણ પાશાની વીટી હતી. મોટો વજીર આ ખબરથી ઘણોજ ખુશી થયો. તેણે તેને પુછ્યું, "તું કોણછે?"

"મારૂં નામ જુલીઅનમેલેડા છે, અને મારો બાપ લેમન્સ બેટનો મોટો વેપારી છે."

"તારા બાપની દોલત અને વેપારમાં પ્રમાણીકપણું જાણીતા થયલા છે. દોલતખાન પાશા તરફના સારા સં

દેશાથી અને સુલતાનના મહેલનો બીજો દુભાષીઓ ઠરા
વવામાં આવેછે!"

જુલીઅન પણ આ ન ધારેલા માનથી આશ્ચર્ય
પામ્યો. તરતજ ઘોડાના પગલા સંભલાયા. દોલતખાન
પાશા આવેછે એમ તેઓની આ ઉપરથી ખાત્રી થઇ.

---

## પ્રકરણ ૪૨ મું.

### સુલતાનમહમદ બીજો.

આજનો દહાડો આપણી વાર્તાને નહિ પણ આ-
ખા કોન્સ્ટનટીનોપ્લ શહેરને જાણીતાછે. સુર્ય ઉગ્યો ત્યાર
થી હજારો ગપ ઉડી રહી હતી.

શહેરમાં બે ભાગ થઇ ગયા હતા. સુલ-
તાની મહેલ આગલ ચાલીશ હજાર જેનીઝેરીઓ
નવા સુલતાન ચોથા મુસતફાનું રક્ષણ કરવાને ઊભા
હતા. સુલતાનસલીમ હજી તેમના હાથમાં કેદ હતો. બી
જી તરફ પચાશ હજાર માણુસ સહીત દોલતખાન પાશા
મોટા વજીરના મહેલ આગલ ઉભો હતો. રાજના કોઇ
પણ અમલદારને બલવાખોરોથી હાણી ન થાય એવો
તેનો ઇરાદો હતો. તે તરફના દરેક રસ્તાના નાકા ઉપર
તેણે એકેક તોપ મુકી હતી કે, અગત્યની વખતે તરતજ
કામ આવે. ઐરેકટર પાશાને વિષે પણ તરેહવાર વાતો
ઉડતી હતી. કેટલાક તેને સલીમના બોલાવ્યાથી આવતો
કહેતા હતા. કેટલાક તેને નવા સુલતાન મુસતફા તરફ-
થી આવતો કહેતા હતા.

બપોર થતાંજ તે આવી પહોંચ્યો. જેનીઝેરીઓ
ના આગાએ તેની તરફ એક માણુસ મોકલીને કહેવરા-
વ્યું કે, તમે અમારી તરફ થાઓ અને નવા સુલતાન

મુસતફા તરફથી મોટા વજીરની જગા કબુલ કરો. પણ ડૈરેક્ટર પાશાએ તો પાછો જવાબ આપ્યો કે, તે મુસ તફાની તરફ કદી પણ થનાર નથી. પણ સુલતાનસલી-મને પાછો ગાદી ઉપર બેસાડવાને તે કોશેશ કરશે.

આગાને આ પ્રમાણે જવાબ મોકલ્યા પછી ડૈરે ક્ટર પાશાએ મોટા વજીર ઉપર પણ રાજ તરફથી તે લડશે એવું કહેવરાવી મોકલ્યું તેના સાથે દોલતખાન પાશા ઉપર તેણે બે કાગલો મોકલ્યા એકની અંદર કેવી રીતે ચાલતું તે લખ્યું હતું અને બીજાની ઉપર ખાનગી, એમ લખ્યું હતું. દોલતખાને તે કાગલ ઉઘેડયો અને તેની અજાયબી વચ્ચે તેણે ખલીલની સહી દીઠી. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

"નામદાર ડૈરેક્ટર પાશાની છાવણી.

"નામદાર દોલતખાન પાશા જોગ,

"ઉદાર મિત્ર! તમે એક એવો રસ્તો પકડયો છે કે જેથી દરેક માણસ ખુશી થશે. આ કાગલ ઉપરથી આપ નામદાર જાણશો કે, હાલ હું ડૈરેક્ટર પાશાની સાથેછું. સુલતાનસલીમને પાછો ગાદી ઉપર બેસાડવોજ જોઈએ પાશા, તમારી ફરજ બજાવો અને બધું સારૂં થશે કારણ કે મારે લગતી જે ફરજ તમે બજાવશો તેનો બદલો તમને પુરે પુરો મળશે એમ ખાત્રી રાખજો

"તમારો વહાલો મિત્ર,

"ખલીલ ઓસમાન."

તે જુવાન તુર્કી સલામતછે એમ જાણીને દોલતખા ન પાશા ઘણો ખુશી થયો. પહેલો કાગલ જે ડૈરેક્ટર પાશા તરફનો આવ્યો હતો તે લશકરને વાંચી સંભ-ળાવવામાં આવ્યો. સુલતાનસલીમને અલા આબાદ રાખે,

એવા પોકારો લશ્કરમાંથી નિકલ્યા. પણ સાંજ પડતાં એવી અફવા ઉડી કે, મુસતફાના હુકમથી જેનીઝેરીઓએ સુલતાનસલીમને મારી નાખ્યો છે. આ વાત ખોટી ન હતી. જેનીઝેરીઓએ પોતે તે જાહેર કર્યું. દોલતખાન પાશાના લશકરે જ્યારે આ વાત સાંભલી ત્યારે તો ઘણું ઉશકેરાઇ ગયું. લશકરે જેનીઝેરીઓ ઉપર એકદમ હુમલો કરવા માગ્યો. મોટા વજીરની રજા લઇને પાશાએ તે કબુલ્યું. યુદ્ધ શરૂ થઈ.

આ તરફ જેનીઝેરીઓ તૈયાર થઇ ઉભા હતા. તેમને સુલતાની અંગ રક્ષકો અને વહાણના ખલાશીઓની મદદ મલી હતી. તેઓ પચાશ હજારને આશરે થયા હતા. સુર્ય આથમતાંજ પાશાના લશકરે તેમની ઉપર હલો કીધો. પણ દોલતખાન પાશાનું જોર ચાલ્યું નહિ. તેને ત્રણ વખત પાછું હઠવું પડયું, અને ત્રણ વખત હલો કીધો. પણ જેનીઝેરીઓ અજીત હતા. તેઓ મારવું કે મરવું એમ વિચારીને લડતા હતા. દોલતખાન પાશાએ લશકરને પાછું ફરવાનો હુકમ કરવાનો વિચાર કીધો, પણ એટલામાં તો બૈરેકટર પાશાનું લશકર ત્યાં આવી પહોંચ્યું. લડાઇ પાછી જાગી. બહાદુર બૈરેકટર પાશા પોતે વૃદ્ધ છતાં હરકીલ્યુસના જેવો જોરાવર હતો. તે પોતે વચમાં હતો. પણ તેની બાજુમાં એક બાજો ધણી હતો. તે ધણી જ્યાં જતો ત્યાં મુડદાના ઢગ થતા. આ ધણી ખલીલ હતો. બીજી તરફ દોલતખાન પાશા, લુકાસ અને જુલીઅન સાથે હતો.

"સુલતાનસલીમના મોતનું વેર! રાજ છીનાવી લેનાર મુસતફાને મારો! ઘણું જીવો સુલતાનમહમદ બી-

જો!" બૈરેકટર પાશાના લશકરે બુમ પાડી અને દોલત- ખાન પાશાના લશકરે તે ઊંચકી લીધી. મધરાતે બૈરેકટ ર પાશા સુંદા લશકર સાથે મહેલ તરફ ધસ્યો. આ વખત ખલીલ તેનાથી જુદો પડી ગયો હતો. બૈરેકટર પાશા થોડા વખતના સુલતાનમુસતફાને શોધતો છેક અંદરના ભાગમાં ગયો. ત્યાં મુસતફા શરમથી નિચું જોઇને એક ખુણામાં બેઠેલો મલી આવ્યો.

"તારા પિતાના નિચ ખુની!" બૈરેકટરે તેને જોતાંજ બુમ પાડી. "ખરૂં વેર લેવાથી કોઈ તારો બચાવ કરનાર નથી?"

કંગાલ મુસતફા, જે આશરે છવીશ વરસનો હતો તે, ઘુટણમંડીએ પડયો અને દયા કરવા વિનંતી કીધી.

"નહિ! તારા જેવાને દયા કરવી તે તો બલવો વધારવા જેવું થાય! એને મરવાદો!" બૈરેકટરે ગુસ્સાથી કહ્યું. આ પ્રમાણે હુકમ થતાંજ કેટલીક તરવારો મુસત ફા ઉપર પડી, અને તરતજ મહેલમાં અવાજ ઉઠયો, "ઘણું જીવો સુલતાનમહમદ બીજો!"

તરતજ બૈરેકટર પાશાને ખબર આપવામાં આવી કે, જેનીઝેરીઓ દારૂખાનાના કીલામાં ગયાછે અને ત્યાંથી તોપો રસ્તામાં છોડવાનો વિચાર કરેછે. બૈરેકટર પાશા ત્યાંથી બહાર નિકલ્યો અને તે વાત ખરી માલમ પડી. દોલતખાન પાશા પોતાના લશકરથી જેનીઝેરીઓને દાબી નાખવા કોશેશ કરતો હતો. પણ તેનું કાંઇ વલ્યું નહિ. મુસતફાના મરણની ખબરથી તેઓ હથીઆર નાખી દેશે એમ ધારવામાં આવ્યું હતું, પણ તેમાં પણ ન વલ્યું. બૈરેકટર પોતે તેમની સામે થયો. પણ ફોકટ! ખલીલની પણ હાર થઇ. આ પહેલીજ વખત તેની કીર્તીનો તારો અસ્ત થતો દેખાયો.

"હવે આપણું કાંઇ વલવાતું નથી," બૈરેકટર પાશાની આગલ આવતાં દોલતખાન પાશાએ કહ્યું, "એક જીવતો માણુસ જે કાંઇ કરી શકે તે બધું મેં કર્યું—"

"બહાદુર પાશા, હું તે જાણું છું!" બૈરેકટરે કહ્યું, "પણ મેં એક યુક્તિ શોધી રાખીછે. હાલ તો તમે તમારૂં લશકર લઇને આ કીલાથી દુર જાઓ."

દોલતખાન પાશા પોતાના લશકર સહીત દુર ગયો. ખલીલને પણ તેમ કરવાનો તેણે હુકમ મોકલ્યો. પોતાની સાથે પાંચશો માણુસ રાખી, બાકીના લશકરને દુર જવાનો હુકમ કર્યો. પેલા પાંચશો માણુસોને લઇને જેનીઝેરીઓ ઉપર તે ધસ્યો. તેની સામે તોપના ગોલાઓ આવતા હતા તેની દરકાર ન કરતાં તે આગલ ચાલ્યો. તેના માણુસો ઘાયલ થતા મરતા ચાલ્યા, પણ તેને દરકાર ન હતી. તે આખરે દારૂખાનાના કીલાના દરવાજા આગળ આવી પહોંચ્યો. તેના બધા પાંચશોએ માણુસો માર્યા ગયા હતા. દરવાજા આગલ તે ઘોડા ઉપરથી કુદી પડયો અને ત્યાં ચોકી કરતા જેનીઝેરીને મારી નાખ્યો. દરવાજા ઉપર પડેલા એક તોપના મોટા ગોલાથી તેણે દરવાજો ભાંગ્યો અને "સુલતાનમહમદ ઘણું જીવો" ની બુમ પાડતો તે અંદર ચાલ્યો. તેની આસપાસ દારૂ અને ગોલાના ઢગો કરેલા હતા. તેણે પોતાના કમરબંધમાંથી એક પીસ્તોલ ખેંચી કાઢી અને તરતજ દારૂ તરફ ફોડી, વીશ હજાર તોપો સાથે ફુટી હોય એવો એક અવાજ થયો અને સ્વભોગ આપનાર આ બહાદુર બૈરેકટર પાશા નાશ પામ્યો! આખો કીલો તુટી પડયો અને કોન્સટનટીનોપલમાં જાણે ધરતીકંપ થયો. આ કીલાની અંદર વીશ હજાર જેનીઝેરીઓ હતા.

તેઓ સઘળા નાશ પામ્યા. બાકી રહેલાઓ ઉપર એક તરફથી દોલતખાન, બીજી તરફથી ખલીલ અને ત્રીજી તરફથી બૈરેકટર પાશાનું બાકીનું લશકર તુટી પડયું. આખરે જેનીઝેરીઓ તાબે થયા. તરતજ દોલતખાન પાશા આગલ એક કાસદ દોડતો આવ્યો. આ માણુસ હમેશ સુલતાનસલીમની પાસે રહેતો હતો અને નિમક-હલાલ હતો. તે બોલ્યો, "નામદાર પાશા, હું નામદાર સુલતાનમહમદ તરફથી આવ્યોછું. તેમણે તમને પોતાના લશકરના સેનાધિપતિ અને સીપેહસાલાર નેમ્યાછે. વલી એમ પણ કહેવરાવ્યુંછે કે, તાબે થયલાઓ ઉપર દયા દેખાડવી. નામદાર સુલતાન હાલ પોતાના બાપદાદાના તખત ઉપર બેશવાની તૈયારીમાં છે. એટલા વખત સુધી શહેરમાં શાંતી રાખવાને તમારે રહેવું એવો તેમણે હુકમ કર્યોછે. અને તમે તેમની મુલાકાત ક્યારે લેશો તે વખત ઠેરવશો એટલે તમને ઓધાનો પોશાક મલશે."

કાસદ એટલું કહીને ચાલતો થયો. લુકાસ અને જુલીઅન પણ તેને મોટો ઓધો મલ્યો સાંભલીને ખુશી થયા. પછી પાશા ઘુટણુમંડાએ પડેલા બલવાખોરો તરફ ગયો અને તેમને ઠપકો આપ્યો. આખરે નવા સુલ-તાનમહમદ તરફ વફાદાર રહેવાના તેમને સોગન ખવરાવી પાશા પાછો ફર્યો. સુલતાની અંગ રક્ષકોને કાઢી મુકીને પોતાના લશકરમાંથી નવા નેમ્યા. પછી તે લુકાસ તથા જુલીઅન તરફ ફરીને બોલ્યો, "તમે હવે મારા બંગલામાં જાઓ અને ત્યાં આપણી સલામતીની રાહ જોનારને જઇ મલો. પણ હા! ખલીલ ક્યાં છે?" ત્રણે જણા તેની ચીંતા કરવા લાગ્યા, પણ તેજ પલે સાદક તેમ-ની પાસે આવીને બોલ્યો, "મારો શેઠ ખલીલ ઓસમા-

ન સલામત છે. તે હાલ પોતાના કામમાં રોકાયલો છે
તેથી તમને મલી શકનાર નથી." આ ખબરથી ત્રણેને
ખુશાલી ઉપજી. લુકાસ અને જુલીઅન પાશાના બંગલા
તરફ ચાલ્યા. તેમને પોતાની પ્યારીઓને પોતાની અને
પાશાની સલામતી વિષે તેમજ જુલીઆંને ખલીલની અને
તેણીના બાપ કાદીયાસકરની સલામતી અને તેના ઉપર
નું ભય જતું રહ્યું હતું તે કહેવાનું હતું. વલી પાશાને
મલેલો આધો પણ જણાવવાનો હતો. પાશાએ બાકીની
રાત શહેરમાં બંદોબસ્ત રાખ્યો. સવાર પડતાં તે સુલતા
નમહમદને મલવાને અધીરો થઈ રહ્યો. તેણે પોતાના
નવા સુલતાનને દીઠો ન હતો. તુર્કી કાયદો એવો હતો
કે, રાજ કર્ત્તા સુલતાનના છોકરાઓ હમેંશ મહેલમાં
રહે. દેશના મોટા અધીકારીઓને પણ તેમને મલવા
દેતા ન હતા. માત્ર તેમના શિક્ષકોજ તેમની પાસે જતા.
તે શિવાય મહેલના કામકાજ કર્ત્તા માણસોજ તેમને
ઓળખતા. સુલતાન સલીમના આ બે રાજકુમારો, મુ-
સતફા અને મહમદને પણ તેમજ રાખવામાં આવ્યા
હતા. સવારના સાત વાગે સુલતાનનો માણસ તેને બો
લાવવા આવ્યો. તેને આઠ વાગે ત્યાં હાજર થવું હતું.
તે નાહાઈધોઈને તૈયાર થયો. પોશાક પહેરીને છ અમલ
દારોને સાથે લઇને તે મહેલમાં જવા નિકલ્યો. મહેલમાં
મોટા કારભારી અને બીજા મોટા અમલદારો તેને મલ્યા.
કારભારીએ હીરાજડીત તરવાર પાશાને આપી. પછી તેને
એક ઓરડામાં બેશાડીને કારભારીએ કહ્યું કે, સુલતાન
નો હુકમ થાય ત્યાં સુધી તેણે અત્રે રહેવું. તે ઓરડામાં
તેની બે છોકરીઓ સુલનાર અને થૈઓ, તેમજ ભાણેજી
જુલીઆં અને બેઉ ગ્રીક મિત્રો હતા. તેઓ દોલતબ

પાશાને મલવાને આગલ આવ્યા. છોકરીઓ બાપને મલી. પાશાએ તેઓ બધાં અહીં કેમ આવ્યા તે પુછ્યું. તેઓએ ખુલાશો કીધો કે, સવારના પહોરમાં સુલતાન તરફનો એક માણુસ તેમને બોલાવવા આવ્યો હતો. તેણે કહ્યું કે દોલતબાન પાશાને તેના ઓધાનો પોશાક મલે તે જોવા આવવા નામદાર સુલતાને હુકમ કર્યો છે. અને તેથી તેની સાથે આવ્યાં.

હજીતો આ ખુલાશો થઈ રહ્યો એટલામાં તો કારભારી પાછો દાખલ થયો અને સુલતાન આગલ આવવા તેમને કહ્યું ગુલનાર, થૈઝા અને જુલીખાંએ બુરખા નાખી લીધા. કારભારી તેમને સણગારેલા ઓરડાઓમાં થી લઈ જવા લાગ્યો. આખરે તેઓ સુલતાનવાલા દીવાનખાનામાં આવી પહોંચ્યા. સુલતાન ઊંચા સિંહાસન ઉપર બેઠો હતો. તેના દરબારીઓ આસપાસ ઉભા હતા. દેશના રીવાજ પ્રમાણે બધા નિચે જમીન તરફ જોતા સુલતાન આગલ ગયા. જ્યાં સુધી સુલતાન પોતે તેમને ઉચું જોવા ન ફરમાવે ત્યાં સુધી તેમનાથી સુલતાન તરફ જોવાય નહિ. પાશા, લુકાસ, જુલીઅન, ગુલનાર, થૈઝા અને જુલીખાં, બધાં સુલતાનના સિંહાસન આગલ ઘુટણમંડીએ પડયાં.

"ઉઠો–ઉઠો મારા મિત્રો!" સુલતાન બોલ્યો, "આવી રીતે મલવાની આપણે આશા રાખી ન હતી!"

અરે! આ અવાજ! આ મીઠો અવાજ દોલતબાન પાશા, લુકાસ, જુલીઅન, ગુલનાર અને થૈઝાના અંતઃકરણમાં કેવો લાગ્યો હશે? અને શું જુલીખાંને એમ ન લાગ્યો? વાંચનાર તું પુછશેજ. તેણી આ અવાજ સાંભલીને કાંઇ થોડી ખુશી થઇ ન હતી. બીજા બધા

ચોંક્યા હતા પણ તે ચોંકી નહિ. હવે બધું ખુલું થયું. તેમણે પોતાના મિત્ર ખલીલને સુલતાનમહમદ તરીકે સિંહાસન ઉપર બેઠેલો દીઠો! "ઉઠો મારા વહાલા મિત્રો!" સુલતાનમહમદ બોલ્યો. તે તેમનો હાથ પકડી ને ઉઠાડવા લાગ્યો. આ રીત પહેલ વેહેલીજ હતી. સુલતાન કદી પણ કોઈનો હાથ પકડીને ન ઉઠાડે. તેણે દરેકનો હાથ દાબ્યો. પણ જ્યારે જુલીખાંએ તેને હાથ આપ્યો ત્યારે તેને કેવું થયું હશે?

"નામદાર પાશા!" સુલતાન બોલ્યો, "તારા ઘરમાં અને હમણા પણ તેં મારી જે ચાકરી બજાવી છે તેથી હું તારો આભારીછું. મારા મરનાર પિતા તરફ તું નિમકહલાલ રહ્યો! લે આ તારા ઓધાનો પોશાક!" સુલતાને પોતાને હાથે તેને પોશાક આપ્યો. પછી લુકાસ અને જુલીઅન તરફ જોઇને સુલતાન બોલ્યો, "તમો મારા મિત્રોને મોટા વજીરે ઓધાઓ આપેલા છે અને તમે તે સારી રીત બજાવશો. અને વલી લગ્ન પણ સાથેજ થશે." પછી સુલતાને કાંઈ ઈસારત કરવાથી તેના દરબારીઓ નમીને ચાલતા થયા. પછી સુલતાને તેમને કહ્યું, "હવે મારા મિત્રો, આપણે જેમ આટલા દહાડા સુધી સાથે બેશતા હતા તેમ આવો બેશીએ. તમને કહેવા વાર્તા તો હવે મને આવડતી નથી, પણ તમારી આગલ મારે કેટલોક ખુલાશો કરવો છે!"

સુલતાન પોતાના સિંહાસન ઉપર ન બેસતાં નિચે એક ગાદી ઉપર જુલીખાંને બાજુમાં લઈને બેઠો. તેજ પ્રમાણે તેણે લુકાસ અને ગુલનાર તથા જુલીઅન અને ચૈત્રાને બેશવાનો હુકમ કર્યો. પાશાને પણ બેશાડયો.

"મારે જે ખુલાશો કરવોછે તે હું કહુંછે," સુલતાન

બોલ્યો, "મારા શિક્ષક તરીકે જુલીખાંનો બાપ કદીયા-સકર હસન એફેન્ડી હતો. તેણે મને દેશના કાયદા શિખવ્યા. તે મારી સાથે એવો તો સારો, માયાલુ અને ભલો હતો કે, તે મારી ઉપર પોતાના છોકરા જેટલુંજ હેત રાખતો હતો. જ્યારે મારા મરનાર પિતાએ આઠ દહાડાની મેહેતલ સાથે તેને ધમકી આપી ત્યારે પોતાની છોકરી જે આ જુલીખાં તેને મારી પાસે મોકલી. કીસલાર આગાની મહેરબાનીથી તેણીનો મારી સાથે મેલાપ થયો. મેં પહેલ વહેલીજ જ્યારે જુલીખાંને દીઠી ત્યારેજ તેણી તરફ મારૂં મન ખેંચાયું. મેં તેણીના બાપનો જીવ બચાવવાનું વચન આપ્યું. તેણીના પાછી ગયા પછી હું મારા પિતા આગલ ઘુટણમંડીએ પડયો, અને મને થોડા દહાડા સુધી એકલો અને ધારણ કીધેલા નામે મહેલમાંથી બહાર નિકલવા દેવાની રજા માગી. ઘણી મુશકેલીએ રજા મલી. પણ મારા પિતાએ પોતાના સીલની વીટી આપી, કે, ભયની વખતે તળેશમાતનીવડે. તે તમે જાણોછો કે, ઘણી વખત તલેશમાત જેવી નીવડી.

"અરે, નામવર સુલતાન!" દોલતખાને કહ્યું, "હું હમેશ તે બાબતમાં ગુંચવાતો હતો. અને કોઈ વખત તો તે વીટી વિષે મારા મનમાં શક પણ આવતો. તો પણ એકાદ રાજકુમાર મહેલમાંથી નિકલ્યો હોય એમ હું માની ન શકયો—"

"તોપણ તમે જુઓછો તેમજ બન્યું છે," સુલતાને કહ્યું, "વલી તમારા બંગલામાં આવ્યાથી કેટલીક રાજદુવારી બાબતોનું મને વધારે જ્ઞાન મલ્યું છે. રૂશીઅનો સાથેની બીના તો તમે ભુલી ગયા ન હશો? તેમ

ને મેં જે વાત કહી તેથી મેં તુર્કોના હકમાં ફાયદો થાય એવી રીતની સલાહ થવાની આશા રાખી હતી. અને તેમજ બન્યું કારણ કે, પેલા રૂશીઅન વહાણે તે ખબર જઈને પોતાના દેશમાં ફેલાવી. પણ હવે મારે એક દલગીરી ભરેલી બાબત વિષે બોલવું છે"

"જો આપ નામદાર એમજ ધારતાહો કે, એક નિચ સ્ત્રીનો હાલ જાણીને હું દલગીર થઇશ? નહિ, નહિ, કદી નહિ!" પાશા બોલ્યો.

"નામદાર પાશા, ખરેખર એમાં દલગીર થવા જેવું તો કાંઇ નથી." મહમદે કહ્યું. "કારામસરૂર ગુલામે અને અમીનાએ બધું કબુલ કર્યું છે. પેલા ગુલામે, ગુલામ છતાં પણ મારી દયા ખેંચી લીધીછે. તે પોતાની શેઠાણીનો ચાકર હતો, મેં તેને જીવતો રાખ્યોછે, પણ તેને કેદમાં તો રહેવું પડશે ઇસમીલ્ડા અને અમીના હાલ બોસફરસને સ્વાધીન થઇછે. અને જુલાખાં, તારો પિતા હાલ આ ભયંકર ભેદનો ખુલાશો લોકોને કરવામાં રોકાયલોછે."

થોડી વાર સુધી બધા મુગા બેઠા પછી સુલતાન ઉઠીને બોલ્યો, 'આ બાબત વિષે હવે વધારે વિચાર કરવો ન જોઈએ. હાલ જે સુખ આપણને મલ્યું છે તેથી ખુશી રહેવું."

હવે વધારે શું કહીએ? જુલીખાં મહમદ સાથે કેમ પરણી અને સુલતાન અબદુલમજીદની મા થઈ તે કહેવું જોઇએ? શું લુકાસ અને જુલીઅન સાથે દોલતખાન પાશાની બેઉ છોકરીઓ પરણી તેનું વર્ણન કરવું જોઇએ? નહિ, એમ કરવાનું કાંઈ કારણ નથી.

વાંચનાર હાલતો છેલી સલામ!

સમાપ્ત.